# નિવેદન

ગૂજરાત વિદ્યાપીઠે ગ્રામજીવનને પ્રધાનપદ આપી કેળવણીનું મંડાણ રચેલું હોવાથી એના સેવકો અને વિદ્યાર્થીઓ આ લડતમાં ગામડેગામડે પહોંચી ગયા એ સ્વાભાવિક હતું. હવે એ કાર્યના એક વરસના અનુભવને અંતે આપણે શું શું મેળવ્યું, ક્યાં ક્યાં શિથિલતા રહી, લોકોને કઈ કઈ બાબતમાં નવી દૃષ્ટિએ વિચાર આપવાની જરૂર છે અને આખા જીવનમાં કયું પરિવર્તન અત્યાવશ્યક છે એની શાન્ત ચિત્તે અને શાસ્ત્રીય દૃષ્ટિએ સમીક્ષા આ યુદ્ધવિરામ દરમ્યાન નહિ કરીએ તો નહિ ચાલે. તેથી નીચેના અગત્યના પ્રશ્નોની જાહેર ચર્ચા તથા વિચારો અને અનુભવની આપલે વિદ્યાપીઠના વાર્ષિક મહોત્સવ પ્રસંગે તા. ૧૧ તથા ૧૨ મી એપ્રિલ ૧૯૩૧ ના રોજ એક ગ્રામસેવા સંમેલન ગોઠવીને કરવામાં આવી હતી. તેમાં અપાયેલાં ભાષણો, આવેલા નિબંધો તથા થયેલી ચર્ચા ગુજરાત આગળ આ પુસ્તક દ્વારા રજૂ કરવામાં આવે છે.

છેલ્લાં દસપંદર વરસમાં ગામડાંમાં કામ કરી જેમણે અનુભવ

મેળવ્યો છે અને જેમણે આ લડતમાં ગ્રામસંગઠનનો અનુભવ લીધો છે એવા ઘણા ભાઈઓ આ સંમેલનમાં ભાગ લેવા આવ્યા હતા; પણ તે જ દિવસે હિજરતીઓ પ્રત્યેનું સરકારનું સમાધાની પછીનું વલણ કેમ સુધારાય એની ચર્ચા કરવા માટે ઘણાખરાઓને ગાંધીજી પાસે રોકાઇ જવું પડયું એટલે કેટલાક મુખ્યમુખ્ય માણસો ચર્ચામાં ભાગ લઈ શકયા નહોતા.

**ચર્ચા માટે નીચે વિષયો રાખવામાં આવ્યા હતા:**

૧. ખેડૂતોની દેવાદાર સ્થિતિ, તેનાં કારણો. દેવાદાર સ્થિતિનો ઉકેલ કેવી રીતે આણવો, શાહુકારોનું સ્થાન, સરકારી મંડળીઓનું કામ તથા તેની અસર.

૨. ખાદીપ્રવૃત્તિ, ખેતીની સાથે મદદગાર ધંધા તરીકે રેંટિયાનું મહત્ત્વ, ખેડૂતને આવશ્યક એવા બીજા ગૃહઉદ્યોગો.

૩. આપણી ખેતીની અત્યારની સ્થિતિ, ખેતીનું ઉત્પન્ન વધારવા માટેના ઉપાયો.

૪. ગોરક્ષા, ખેડૂતે ગોપાલન કરવાની જરૂર, ઢોરની ઓલાદમાં સુધારો, ગોચરનો પ્રશ્ન, ડેરીના સંચા, ચર્માલયો.

૫. જમીનમહેસૂલની નીતિ, મહેસૂલનો બોજો, વસૂલાતની કડકાઈ, માફી-મુલતવીનાં ધોરણો, તગાવીની પદ્ધતિ, મહેસૂલની રકમ રોકડમાં લેવાની પદ્ધતિની ખેડૂત ઉપર અસર,

૬. ગામડાંનો શહેરો સાથે સંબંધ, ગામડાંના ધન તથા બુદ્ધિનો શહેર તરફ પ્રવાહ, શહેરમાંથી તૈયાર વસ્તુઓનો ગામડાંમાં પ્રવેશ.

૭. નાણાંવ્યવહારની ગ્રામજીવન ઉપર અસર, બધો વ્યવહાર નાણાંથી થતો હોવાથી ખેડૂત ઉપર પડતો બેવડો માર.

૮. ગામને સ્વયંસંપૂર્ણ બનાવવાનો વિચાર અને તેની યોજના.

૯. નવા રાજ્યતંત્રમાં ગામડાનું સ્થાન.

૧૦. ગ્રામસ્વરાજની યોજના, ગ્રામપંચાયતનું બંધારણ, તેમાં પછાત કોમો તથા અંત્યજોનું સ્થાન.

૧૧. કયાં કાર્યો ગ્રામપંચાયત કરે અને કયાં પ્રાન્તિક તથા મધ્યવર્તી સરકારના હાથમાં હોય તેનો વિચાર,

૧૨. ગ્રામશાળાની યોજના, મોટી ઉમરના માણસો માટે લોકશિક્ષણની યોજના.

૧૩. ગામડાંની સફાઈ, સ્વચ્છતાની દૃષ્ટિએ ગામની રચના, ખેડુતનાં ઘર કેવાં હોવાં જોઈએ તેનો વિચાર.

ગૂજરાત વિદ્યાપીઠ,
અમદાવાદ.

**નરહરિ દ્વારકાદાસ પરીખ**

# વિષયસૂચી

# ગામડું કેમ વળગ્યું ?

**( આચાર્યશ્રી કાકાસાહેબ કાલેલકર )**

ગૂજરાત વિદ્યાપીઠ તરફથી ભરાતા આજના ગ્રામસેવાસંમેલનમાં આપ સહુનું સ્વાગત કરતાં મને હર્ષ થાય છે. રાષ્ટ્રીય કેળવણી ગામડાની સેવાનું કામ હાથમાં ધરે એ જૂની મુરાદ આજે બર આવી છે એટલું જ નહિ પણ ગૂજરાતના અનેક સેવકોને ગામડાંઓની સેવા સંગીન રીતે કેમ કરાય એની ચર્ચા કરવા માટે ભેગા કરવાનો સુઅવસર આજે પ્રાપ્ત થયો છે એથી વિશેષ આનંદ થાય છે.

ગામડાની સેવાને, ખાસ કરીને ગામડાની કેળવણીને વધુ ને વધુ મહત્ત્વ આપવું એ વિદ્યાપીઠની પ્રતિજ્ઞા છે. એટલે આવાં સંમેલનો આપણે અનેકવાર ભરીશું અને એમાં જાતજાતની ચર્ચાઓ કરીશું. દર વર્ષે વધુ ઊંડાણમાં ઊતરીશું અને ચર્ચાને અંતે કાંઈક ને કાંઈક વ્યવહારુ પગલાં પણ ભરીશું. આજે તો કેવળ ગામડું મને કેમ વળગ્યું એનું જ થોડું બ્યાન કરવા માગું છું. શહેરમાં જન્મેલો હું શહેરની જ કેળવણી પામેલો અને આજે પણ શહેરમાં જ રહેતો ગામડાની સેવાનો આટલો આગ્રહ કેમ રાખું છું એનું સહેજ વિસ્તૃત કારણ અહીં રજૂ કરવા માગું છું.

શહેરમાં રહેનારા લોકોનાં કેટલાંક સગાંવહાલાં તો ગામડાંમાં હોય જ છે. આપણે ગમે તેટલા શહેરી હોઈએ તોયે આપણાં મૂળિયાં ક્યાંકને ક્યાંક ગામડાંઓમાં પહોંચેલાં હોય જ છે. તેથી વરસે બે વરસે ગામડામાં જવાનો પ્રસંગ આપણને દરેકને આવે છે. ત્યાં અનુભવ થાય છે કે ગામડાની રહેણી જુદી અને શહેરની જુદી. શહેરમાં ડાવકાઈનું પ્રમાણ વધારે, જ્યારે ગામડાંઓમાં જ્યાં જુઓ ત્યાં ભોળપણ જ દેખાઈ આવે છે. પ્રથમ દર્શને તો એવી છાપ પડે છે કે શહેરના લોકો વધારે કામગરા હોય છે, જ્યારે ગામડાંના લોકોની પાસે વેડફી નાખવા માટે ગમે તેટલો સમય હોય છે.

મને પોતાને ગામડાનું પ્રથમ સ્મરણ છે તેમાં તો મુખ્ય વસ્તુ એ તરી આવે છે કે ગામડામાં ફળો મફતનાં ખાવાનાં મળે છે. ગાડામાં મફતના બેસીને જવાય છે. સાંજે ઢોરો દોડતાં આવીને રસ્તા પર ધૂળના ગોટેગોટા ઉડાડી મૂકે છે. અને રાત્રે લોકો તાપણી આગળ બેસી પરાળ બાળે છે અને હુકા પીએ છે. અમારા ગામડામાં એક બાજુ ઉપર કલમેશ્વરનું પડી ભાંગેલું મંદિર હતું. એની આગળ વડનું એક જૂનું ઘરડું પણ વિસ્તીર્ણ ઝાડ હતું. એ ઝાડ તળે કેટલાયે મહાદેવનાં લિંગો, નાગ કોતરેલા પથરાઓ અને એવા જ બીજા દેવો ધૂળ ખાતા પડ્યા હતા. શિવરાત્રીને દિવસે અમે જઈને કલમેશ્વરની પૂજા કરીએ અને મંદિર બહાર રખડતા દેવોને પણ આચમની પાણી આપીએ તથા ચોખા ચડાવીએ.

આવાઆવા દૃશ્યોનું કાવ્ય તો ખૂબ અનુભવેલું. રજાના દિવસોમાં પ્રેમાળ સગાંઓની મહેમાનગીરી અનુભવવા માટે ગામડામાં જવાનું મન પણ થતું પણ ગામડા પ્રત્યે કોઈ કાળે ભક્તિ જામી ન હતી. એક વખતે સ્વામી વિવેકાનંદનું એક વચન નજર આગળ આવ્યું 'The Nation lives in the Cottage.' 'રાષ્ટ્ર તો ઝૂંપડામાં રહે છે.' અને તરત જ આખી દૃષ્ટિ ફેરવાઈ ગઈ. પ્રથમ તો મનમાં શંકા આવી કે શું સાચે જ દેશની મોટી વસ્તી ગામડામાં જ રહે છે! વસ્તીગણતરીના આંકડા તપાસવાનું ન સૂઝ્યું. પણ જાત અનુભવ-માંથી જવાબ મળ્યો કે હા, દેશમાં શહેર કરતાં ગામડાં જ વધારે છે.

રેલ્વેની લાંબી મુસાફરી કરતા હોઈએ ત્યારે એક પછી એક નાનાં મોટાં અનેક ગામડાંઓ નજર આગળથી પસાર થાય ત્યારે એકાદ શહેર નજરે પડે છે. અને આપણાં શહેરો પણ બહુ મોટાં તો નથી હોતાં.

રેલની મુસાફરી શરૂ થઈ તે પહેલાંની બળદગાડીની મુસાફરી યાદ આવી. એમાં પણ સવારસાંજ કેટલાંયે ગામડાંઓ વટાવીએ ત્યારે કોઈકિ દિવસે એકાદ શહેર નજરે આવવાનું. શહેરમાં જાતજાતની વસ્તુઓ ખરીદવાની સગવડ વધારે ખરી પણ રહેવાકરવાની તેમ જ માણસોની મદદ મેળવવાની સગવડ તો કેવળ ગામડાંઓમાં જ મળે. એટલે બળદગાડીની મુસાફરી સાથે કાંઈકિ એવો ખ્યાલ અસ્પષ્ટ રીતે બંધાયો હતો કે ગામડાનું વાતાવરણ ઘર જેવું, કુટુંબ જેવું; જ્યારે શહેરનું બજાર જેવું. એક વખતે જ્યારે એક સાધુએ મને કહેવત કહી કે 'આવી પડે કેર, તોયે છોડવું નહિ શહેર' ત્યારે એ સાધુ વિષે અને એ કહેવત રચનાર વિષે મારા મનમાં કાંઈ સમભાવ જાગ્યો નહિ. શહેરની સગવડોનો આવો રસિયો, સાધુ બન્યો જ શા માટે એમ મનમાં થયું. જ્યાં વૈદ નથી ત્યાં રહેવું નહિ, જ્યાં બજાર નથી ત્યાં રહેવું નહિ. જ્યાં વાતો કરવા માટે પંડિતો નથી ત્યાં રહેવું નહિ, કુગ્રામવાસ કરતાં મરણ સારું, એવાંએવાં વચનો શહેરના હિમાયતીઓએ ઘણી વાર કાઢ્યાં છે. છતાં આપણા લોકોએ અંતે ગામડાંની સંસ્કૃતિ જ પસંદ કરી છે. દરબારી કવિ કાળીદાસને પણ લોકોની શહેર પ્રત્યેની સૂગનો ખ્યાલ હતો એટલે જ એણે કણ્વના શિષ્યોને મોઢે

**जनाकीर्णं मन्ये हुतवहपरीतं गृहमिव ।**

એવું રાજધાનીનું વર્ણન કર્યું છે. અને બીજા શિષ્યને મોઢે ભોગ વિલાસી શહેરીઓ પ્રત્યેની સૂગ બહુ જ આકરા શબ્દોમાં મૂકી છે: છૂટો માણસ કેદીઓને જેમ જુએ, જાગતો સૂતેલાને જેમ નિહાળે, ચોખ્ખો મેલા પ્રત્યે જેવી લાગણી ધરાવે અથવા નહાયેલો કોઈ તેલિયા રાજાને પડખે આવતાં જે સૂગ અનુભવે તેવી મારી દશા આ વિલાસી શહેરીઓને જોઈને થઈ છે.

अभ्यक्तमिव स्नातः शुचिरशुचिमिव प्रबुद्ध इव सुप्तम् ।
बद्धमिव स्वैरगतिर्जनमिह सुखसङ्गिनमवैमि ॥

રાજધાનીઓમાં તો ગુણીજનો રહે, રાગરંગ, નાચતમાસા, બધું ચાલે. મેઘદૂતમાં કાળીદાસે ઉજ્જયિનીનું વર્ણન કર્યું છે તે કાવ્યમય ગમે તેટલું હોય પણ એવી સમાજસ્થિતિ આપણે નહિ ઇચ્છીએ.

આવી રીતે ધીમેધીમે ગામડાં અને શહેર વચ્ચે મનમાં સરખામણી થવા લાગી. એટલામાં પાશ્ચાત્ય અર્થશાસ્ત્ર મદદમાં આવ્યું. એણે બતાવ્યું કે ગામડાં અને શહેર બન્ને આવશ્યક છે. એકબીજાનાં પોષક છે, પૂરક છે. એમાં યે કેળવણીની દષ્ટિએ, વિવેકશિષ્ટાચારની દષ્ટિએ, કળા અને હુન્નરની દષ્ટિએ તેમ જ સૈન્ય અને ધનની દૃષ્ટિએ શહેરોનાં સામર્થ્ય પ્રત્યે આદરભાવ વધવા લાગ્યો. પાટલીપુત્ર જેવી એક રાજધાની આખું સામ્રાજ્ય ચલાવે. દિલ્હીના હાથમાં દેશદેશાંતરનું ભાગ્ય રમતું રહે એ મહત્ત્વાકાંક્ષાની દૃષ્ટિએ ઇષ્ટ સ્થિતિ જણાવા લાગી. પેટ્રિક ગેડિસ જેવા સંસ્કૃતિના અભ્યાસીઓ આ પક્ષપાતને દૃઢ કરવા લાગ્યા. પણ એટલામાં સામ્રાજ્યો સારાં શા માટે ગણાય એ શંકા જાગી. સામ્રાજ્યો શક્તિશાળી હોય છે, ઇતિહાસમાં શોભે છે, સાહિત્યકારો એનાં ગુણગાન ગાય છે, પરદેશના લોકો એનાથી ધ્રૂજે છે. વૈભવ-વિલાસની સંસ્કૃતિ સામ્રાજ્ય તળે જ ફૂલે છે ફાલે છે, એ ખરું; પણ સામ્રાજ્યોમાં પ્રજા સુખી હોય છે, નિર્ભય હોય છે, નીતિમાન હોય છે, ધાર્મિક હોય છે, એવી ખાતરી કોણ આપી શકે? સ્વરાજ્ય અને સામ્રાજ્ય એ પરસ્પર વિરોધી આદર્શો છે. પ્રજાને સુખી કરવી હોય તો સામ્રાજ્યોનો નાશ કર્યે જ છૂટકો, એવી માન્યતા મનમાં બંધાઈ. આપણા સાહિત્યમાં સામ્રાજ્યનાં વખાણ આવે છે એ ખરું; પણ આપણો ઇતિહાસ તપાસીએ તો હજારો વરસના આપણા રાષ્ટ્રજીવનમાં બધાં સામ્રાજ્યોએ મળીને માંડ છસોથી હજાર વરસનો ગાળો વ્યાપ્યો છે. એ જોઈને વિશ્વાસ વધ્યો કે આપણી પ્રજાના હાડમાં સામ્રાજ્ય નથી પણ સ્વરાજ્ય છે. ગામડાની સંસ્કૃતિવાળા આ દેશમાં એ જ યોગ્ય છે. જ્યાંત્યાં નાનાનાના રાજાઓ રાજ્ય કરે, પ્રજાનું રંજન કરી સંતોષ માને. જાતકકથાના રાજાઓ જુઓ, કે પંચતંત્રના રાજાઓ જુઓ. ગાડામાં બેસીને ફરે. નાળમાં ગાડું આવે એટલે

સારથિઓ સામસામા વાદાવાદ કરે. રાજાઓ દાન આપે ત્યારે કરોડ કોડીઓ આપે. આપણા પટેલતલાટીઓ, ઇનામદાર અને ગરાસિયા જેવા એ રાજા ઇર્ષ્યાએ ભરાય ત્યારે માંહોમાંહે લડે, નહિ તો શિકાર ખેલે અને મોજ કરે. પ્રજાને તો રાજદ્વારી જીવનની પડી જ ન હતી. કોઈક વખતે કોઈ મહત્ત્વાકાંક્ષી રાજા જાગે ત્યારે ઘોડો છોડે અને સમ્રાટ બને.

આ સામ્રાજ્યની કલ્પના પણ ક્યાંથી આવી? એક જણે લખ્યું છે કે પરશુરામે બ્રાહ્મણોના સ્વાભાવિક સંગઠનને જોરે ક્ષત્રિયોને એકવીસવાર હેરાન કર્યા, ત્યારે ક્ષત્રિયોને સૂઝયું કે ચાલો આપણે આપણું સંગઠન કરીએ. એકને સમ્રાટ બનાવીએ. બાકીના બધા માંડલિક.

ત્યારે આવાં મોટાં રાજ્યો સારાં કે નાનાં સારાં? આનો જવાબ સમ્રાટ નેપોલિયનના એક વાકયમાં મળે છે. We unite to strike and separate to live. એટલે કે ચડાઈની નીતિ અખત્યાર કરવી હોય તો મોટાં સંગઠનો કરો. જ્યાં કેવળ જીવવાનો સવાલ હોય ત્યાં અલગ અલગ રહો. જીવવા માટે મોટા સંગઠનની જરૂર નથી, ભેગા થવાની જરૂર નથી. જેટલા ફેલાયા એટલા સુરક્ષિત. એ વાતનો અનુભવ અમારા મરાઠાઓના ઇતિહાસમાં જડશે. અમારો 'ગનિમી કાવા' (Guerilla warfare) આ તત્ત્વો ઉપર રચાયો છે. હુમલો કરવો હોય ત્યારે ભેગા થાઓ. બચી જવું હોય તો વેરાઈ જાઓ.

એ ઉપરથી આપણે અહિંસાનો સિદ્ધાંત તારવી શકીએ કે હિંસાનો રસ્તો લેવો હોય ત્યારે જ મોટાંમોટાં સંગઠનો કરવાં પડે. મનુષ્યસ્વભાવ એવો છે કે ઘણા ભેગા થાય ત્યારે જ એકબીજાને જોઈને શક્તિનો અનુભવ કરે. પણ એના મૂળમાં બીક રહેલી છે. શિકારી લોકો પોતપોતાના ખેતરમાં દૂરદૂર રહે છે; અને પોતાનું રક્ષણ પોતે જ કરે છે. જ્યારે નગરસંસ્કૃતિમાં આસપાસના પહાડોનું અથવા દીવાલોનું રક્ષણ જોઈએ છે. નગરનો અર્થ જ '**नगैः पर्वतै रक्षितम्**' એવો હું કરું છું. મગધ દેશની રાજધાની ગિરિવ્રજ મટી રાજગૃહ થઈ એ એનો ઉત્તમ દાખલો છે. આપણે આજે તો ભયભીત સંસ્કૃતિ કેળવી રહ્યા છીએ. શહેરો શું અને ગામડાં શું, પોળો શું અને પોઠો શું, ભીડમાં રહીએ, ટોળાંમાં

ચાલીએ એ આપણો સ્વભાવ થઈ ગયો છે. ગામડાની એ સાચી સંસ્કૃતિ નથી. આદર્શ સ્થિતિ એ ગણાય કે સામ્રાજ્ય કેવળ ધર્મનાં હોય, કલ્પનાનાં હોય, આદર્શનાં હોય, સામાજિક માન્યતાઓનાં હોય; પણ દુન્યવી અંકુશ તો આવડો વ્યાપક ન જ થવો જોઈએ. માણસ જ્યાંત્યાં પોતાની વ્યવસ્થા કરી લે. રાજ્યો હોય જ શા માટે? મ્યુનિસિપાલિટિઓ બસ થવી જોઈએ. અને તે પણ નાનીનાની, જ્યાંનું ત્યાં જ કામ કરનારી. કાંઈ ભારે પુરુષાર્થ કરવાનો હોય ત્યારે 'ફેડરેશન' બનાવો, સંઘાત કરો. જેટલું હૃદય વિશાળ હોય, જેટલી હૃદયની એકતા હોય તેટલી જ સંગઠના સારી. એથી મોટી સંગઠના કરવા જઈએ એટલે સ્વાતંત્ર્ય તૂટયું, જોહુકમી આવી. આવાં મોટા સામ્રાજ્યો હિંદુસ્તાનમાં સ્થપાયાં ખરાં પણ પ્રજાના સાથ વિના એ તૂટી ગયાં. આપણી પ્રજા સ્વરાજ્યવાદી છે, સામ્રાજ્યવાદી નથી. હિંદ દેશ વિશાળ છે, લોકોનું હૃદય વિશાળ છે, દૃષ્ટિ પરલોક સુધી પહોંચનારી છે. આપણે સંસ્કૃતિનું ધર્મનું સામ્રાજ્ય સ્થાપ્યું એટલું જ નહિ પણ બહુ જ મજબૂત બનાવ્યું. કોઈ આર્ય કલ્પનાને, ધાર્મિક આદર્શને લોકો આનંદથી વશ થતા આવ્યા છે. લોકહૃદયને ગમે એવી એ વસ્તુ છે. હૃદયનો સાથ મળવાથી ધર્મનાં સામ્રાજ્યો જામ્યાં. રાજકીય સામ્રાજ્યો પાછળ જ્યારે કોઈ મોટા પુરુષાર્થની કલ્પના હોય ત્યારે એ ટકયું છે. પણ કેવળ સામ્રાજ્યો પ્રજાને રુચ્યાં નથી. આપણી ગામડાંની સંસ્કૃતિ સ્વરાજ્ય માગે, સ્વાતંત્ર્ય માગે, સામ્રાજ્ય નહિ ચાહે. અહિંસાનું એ ખાસ લક્ષણ છે.

## ૨

અમે કૉલેજમાં ભણતા ત્યારે બંગભંગની જાગૃતિના દિવસો હતા. નરમગરમ ઇત્યાદિ બધાં દળોની ચર્ચા અમે ચલાવતા. કૉલેજના દિવસોમાં સામાજિક જવાબદારી ઓછામાં ઓછી હોય છે. અને ચર્ચાનું સર્વજ્ઞપણું આવેલું હોય છે એટલે હિંદુસ્તાનના ઉદ્ધારનો રસ્તો ત્યાં નક્કી કર્યા વગર કેમ ચાલે? અમને ઘણાને બૉમ્બનો રસ્તો યોગ્ય લાગતો. આકર્ષક તો ખરો જ. એટલે હમેશાં એની

તરફેણમાં જ વાતો કરીએ. કાવતરાં કરવાં, શિવાજીની પેઠે સરકારી ખજાના લૂંટવા, જંગલમાં લોકોને ભેગા કરી ત્યાં એમને કવાયત શીખવવી, પરદેશ સાથે સંબંધ બાંધી શસ્ત્રો મેળવવાં અને અનુકૂળ સમય આવ્યે અંગ્રેજોનું રાજ્ય ફગાવી દેવું એવાએવા વિચારો અને યોજનાઓ અમારી આગળ આવતાં. ગામડાના લોકોમાં સ્વાતંત્ર્યની ઇચ્છા સ્વાભાવિક હોય છે. તેમને તેમની સ્થિતિનું ભાન કરાવીએ એટલે તેઓ સહેજે બળવો કરવા તૈયાર થશે એવી માન્યતા લઈને અમે ચાલતા. એક દિવસે પરપ્રાંતના એક મહેમાન અમારે ત્યાં આવ્યા હતા. અમે એમની સાથે ચર્ચા શરૂ કરી. એ ભાઈ ખૂબ ધૂર્ત હતા. અમારી સાથે સાંજે ફરવા નીકળ્યા. રસ્તા પર કેટલાક ખેડૂતોને જોઈ એમણે કહ્યું, ‘આ ખેડૂતોને તમારા વિચારો સમજાવો અને એમને તમારા કરો તો હું માનું કે તમારો રસ્તો સાચો છે! અમે દેશની ગુલામીની, સ્વાતંત્ર્યલક્ષ્મીના વૈભવની, અંગ્રેજોના છળકપટની અનેક વાતો કરી. પેલા ગામડાંના ભાઈઓ વિવેક ખાતર માથું ધુણાવતા જાય પણ અમે એકાએક આ બધું શું કહીએ છીએ એનો એમને કશો ખ્યાલ ન આવે. અમે અંતે શું કહેવા માગીએ છીએ, એમની પાસે શાની અપેક્ષા રાખીએ છીએ એ જાણવાની કાંઈક ઇંતેજારી એમના મોઢા ઉપર દેખાઈ એટલું જ.

તે દિવસે પ્રતીતિ થઈ કે ગામડાના લોકો વચ્ચે અને અમારી વચ્ચે સમુદ્ર પડ્યો છે. એક પ્રાંતના રહ્યા એટલે એક ભાષા બોલીએ ખરા, પણ તેટલાથી અમારા હૃદયની વાત તેમને સમજાવવાની શક્તિ અમારી પાસે ન હતી. આનો ઉપાય શો? ઘણાં વ્યાખ્યાનો આપીએ તો આ લોકો સમજતા થાય ખરા પણ એકલી સમજણથી કાંઈ માણસ મરવા તૈયાર નહિ થાય. એને માટે ઉચ્ચ ચારિત્ર્યની જરૂર છે. કેવળ બુદ્ધિવાદથી લોકો તૈયાર થવાના નથી. ગામડાંના લોકોનાં હૃદય સુધી આપણે પહોંચ્યા જ નથી. હૃદયપ્રવેશ સેવાથી જ થઈ શકે, દલીલથી નહિ, એવી ખાતરી થઈ. અને લોક-જાગૃતિ કર્યા વગર રાજદ્વારી ક્રાંતિની આશા રાખવી એ મૃગજળની પાછળ દોડવા સમાન છે. સાચી તૈયારી તો પ્રજાહૃદયની છે. પ્રજાની અખંડ સેવાથી જ એ હૃદયકમળ ખીલવી શકાય. બીજો રસ્તો

નથી. એટલે એ રસ્તે પણ આખરે ગામડાની સેવા તરફ જ આવી પહોંચ્યા. પણ તે થાય શી રીતે? ગામડાનું અર્થશાસ્ત્ર નોખું હોય છે એનો તો ખ્યાલ હતો. પણ ગામડાના લોકોને માટે કઈ કેળવણી જીવતી ગણાય? હિંદુસ્તાનનો ઇતિહાસ એ પોતાનો જ ઇતિહાસ છે એટલું એ લોકોને કેમ સમજતા કરવા એ અમારી મૂંઝવણ ન જ ટળી. ગામડાંમાં જઈને રહીએ, ત્યાંના લોકોનાં સુખદુઃખ સાથે ભળી જઈએ, તો જ બધું થાય. પણ ગામડાંમાં જવાય કેમ? શહેરી રસો કેમ છૂટે? છાપાં વગર તો આપણું ચાલે નહિ. લાયબ્રેરી અને ડિબેટિંગ કલબ જોઈએ. એવા અનેક વિચારો મૂંઝવે. રાષ્ટ્રીય કેળવણીના અખતરાઓ જ્યાંજ્યાં અનુકૂળ ક્ષેત્રો જણાયાં ત્યાંત્યાં જઈને કર્યા અને ગરીબોની દાઝનો સંદેશો પહોંચાડ્યો. પણ રાષ્ટ્રીય કેળવણીનો લાભ લેનારમાં પ્રતિષ્ઠા અને આજીવિકાનો સવાલ જ મુખ્ય દેખાયો. ગરીબોની સેવા માટે તૈયાર થવા કોઈ રાજી ન હતું. ગરીબ લોકોને અમારે લડાવવા હતા પણ એમને કેળવવાનો રસ્તો અમારી પાસે ન હતો. નિગ્રોના આગેવાન બુકર ટી વૉશિંગ્ટનનું જીવનચરિત્ર વાંચી કાઢ્યું હતું. એટલે અનેક વિચારો તો મનમાં આવે પણ ચોક્કસ રસ્તો સૂઝે નહિ. મને ભારે દુઃખ તો એનું લાગ્યું કે રાષ્ટ્રીય શાળામાં કેળવાયલા વિદ્યાર્થીઓમાં પણ ગામડાંમાં જઈ રહેવા તૈયાર એવો વિદ્યાર્થી ન મળે. અંતે એ બધી વસ્તુનું મન સાથે વિવેચન કરવા હિમાલયનો રસ્તો લીધો. ત્યાંનાં નાનાં મોટાં ગામડાંઓમાં ભિક્ષા માગીને ગુજરાન ચલાવ્યું. પણ ભાષાને અભાવે પ્રચારકાર્ય ઝાઝું ન થઈ શક્યું જો કે દેશની સ્થિતિ બરાબર સમજવાની તક જરૂર મળી. દિવસમાં બે વાર જુદેજુદે ઠેકાણે ગરીબનો રોટલો ખાવાને મળે એટલે મનમાં સંકલ્પ બંધાઈ ચૂક્યો કે અસંખ્ય ગરીબોના પરસેવાના રોટલા પર આ દેહ નભ્યો છે એ ગરીબોની સેવામાં જ પડવો જોઈએ. ગરીબોના વૈભવ કરતાં આપણો વૈભવ જુદો ન હોય. પણ એ શક્તિ ક્યાંથી આવે? જ્યારે કશું ભાન ન હતું ત્યારે સુખ, સગવડ અને ઐશ્વર્યમાં દિવસો ગયા. અને જ્યારે ભાન આવ્યું ત્યારે લોકસમુદાયથી અલિપ્ત રહેવાનો શોખ વળગ્યો. એટલે જેની ભક્તિ મનમાં સ્ફુરી હતી તે ગરીબ વર્ગના

હૃદય સુધી પહોંચવાની આવડત હતી જ નહિ. અને ગરીબો વચ્ચે રહેવાનો પ્રથમ પ્રયાસ કર્યો તે ગૂજરાતમાં. શહેરી ગૂજરાતી પણ બરાબર આવડે નહિ ત્યાં ગામડાની પ્રજાની ભાષા શી રીતે સમજાય? સ્વાર્થી વ્યવહારપૂરતી ભાષા આવડે એ શા કામનું? જ્યાં જીવન-પરિવર્તન કરાવવાનું હોય, સામાજિક રિવાજોની શુદ્ધિ કરવાની હોય, ઇતિહાસ કે રાજદ્વારી સ્થિતિ સમજાવવાની હોય ત્યાં સિવિલ સર્વિસના લોકોના જેટલું દેશી ભાષાનું જ્ઞાન કેટલે સુધી ઉપયોગી નીવડે? વડોદરા પાસે સયાજીપુરામાં ગામડામાં રહેવાનો અખતરો કરી જોયો. પણ અનુભવ થયો કે લોકોનાં હૃદય સુધી પહોંચવું આપણા માટે સહેલું નથી. મારી સાથે ત્યાં જુગતરામભાઈ હતા. એમણે તો તુલસી રામાયણ ખોલ્યું અને પોતાનું વાતાવરણ જમાવ્યું. મેં જોયું કે જે કામ આપણાથી નથી થતું તે આપણા સાથીઓ કે વિદ્યાર્થીઓ મારફતે કરવું જોઈશે. જેમ દુન્યવી માણસ **'आत्मा वै पुत्र नामासि'** ને ન્યાયે પોતાની બધી મુરાદો પોતાના દીકરા મારફતે સિદ્ધ થએલી જોવાને માગે તેમ દરેક સમાજસેવક પોતાનું કામ પોતાના જુવાન સાથીઓને સોંપી દે છે. અને અધ્યાપકને તો પુત્રરૂપ કેટલાએ વિદ્યાર્થીઓ હોય છે. સયાજીપુરમાં જે અનુભવ થયો તે પરથી નક્કી કર્યું કે હવે ગામડાના સેવકો તૈયાર કરવાની નિશાળ ખોલવી જોઈએ. મારા એક મિત્રે બુકર ટી. વૉશિંગટનની 'My larger education' વાળી ચોપડીનો અનુવાદ કર્યો હતો. એણે મારી પાસે પ્રસ્તાવના માગી. મેં ઉત્સાહમાં આવીને એક સામાન્ય પ્રસ્તાવના અને તે ઉપરાંત દરેક પ્રકરણની અલગઅલગ પ્રસ્તાવનાઓ લખી આપી. એ કારણે ગામડાની સેવાની કલ્પના વધારે સ્પષ્ટ થઈ એની સાથે અસંતોષ પણ જાગ્યો, કે આપણે પ્રત્યક્ષ કશું કરતા નથી. ગ્રામસંગઠનની દૃષ્ટિએ 'ગ્રામદેવતા' કરીને એક લેખ તે પહેલાં લખ્યો હતો એ લેખ પણ અવારનવાર ઠપકો દેતો હતો કે હજી તેં કશું કર્યું નથી. અંતે ગાંધીજીએ આશ્રમને અંગે એક રાષ્ટ્રીય શાળા ખોલવાનું નક્કી કર્યું. અને મને એમાં બોલાવીને કામ કરવાની તક આપી. મેં ગાંધીજીને કહ્યું કે ગામડાના સેવકો તૈયાર કરવા હોય તો જ હું આવું. ગાંધીજીએ

હસીને કહ્યું 'એટલા માટે જ તો મારો પ્રયાસ છે." આશ્રમમાં શાળા ખોલી અમે રાષ્ટ્રીય શિક્ષણની ચર્ચા કરવા લાગ્યા. છતાં ગામડાને ખાસ શું જોઈએ છે એનો સ્પષ્ટ કાર્યક્રમ નજર આગળ ન હતો.

એક વખતે ગાંધીજીનો સંદેશો લઈ દરબાર ગોપાળદાસના ઢસા ગામમાં અંત્યજ પરિષદમાં હાજર થવાનું કામ આવ્યું. ત્યાં જોયું તો જાણે યમુનાને કાંઠે વસેલું નંદનું ગોકુળ હોય એવું વાતાવરણ દેખાયું. આટલા પ્રજાવત્સલ રાજપુરુષ ભાગ્યે જ જોવામાં આવે. ગામના લોકોમાં ભળવાનો રસ્તો આ જ છે, એવી ખાતરી થઈ ગઈ. બીજી બાજુ આબુની મુસાફરી પગપાળા કરતાં ગામડાંનું જે દર્શન થયું તે દુઃખદ હતું. લોકોમાં ન મળે સ્વચ્છતા, ન મળે કેળવણી, ન મળે કશી વ્યવસ્થા. પણ એથીયે વિશેષ મેં એ જોયું કે પ્રજામાં સાચા ધર્મ પરનો વિશ્વાસ જ ઊડી ગયો છે. સજ્જનતા પરનો વિશ્વાસ ઓછો થઈ ગયો છે. માણસ જાત અટૂળાઈ ગઈ છે. જો એનો ઇલાજ નહિ થાય તો એ વીફરવાની છે.

ત્યારપછી મહાવિદ્યાલયની સ્થાપના થઈ, વિદ્યાપીઠનું તંત્ર રચાયું. એમાં ગામડાની કેળવણીને પ્રધાનપદ મળે, ઔદ્યોગિક કેળવણીને કંઈક સ્થાન મળે અને પ્રજાસેવા માટે જોઈતી પ્રજાકીય ભાષા જ ખીલવવાના પ્રયાસ થાય એ વિષે હું ખૂબ મથ્યો. છતાં સાહિત્ય, સંગીત અને કળા તરફ જ મારું ધ્યાન વધારે હતું. મારા કરતાં મારા વિદ્યાર્થીઓ અધિક સારા નીવડ્યા. કેમકે પરીક્ષિતલાલ જેવા તો અંત્યજોની સેવામાં જોડાયા. મારા જૂના સાથી મામાનો દાખલો તો મારી આગળ હતો જ. પણ ગ્રામસેવાનું સાચું રહસ્ય તો રવિશંકર વ્યાસ જ જાણતા હતા. એમની સાથે પરિચય થતાં વેંત એમની શક્તિનો ખ્યાલ આવ્યો. એ બધું ગમતું. પણ શહેરી સંસ્કાર, શહેરી સગવડો અને શહેરી પ્રવૃત્તિ એ જ મગજનો મોટો ભાગ રોકી રાખતાં હતાં. ગામડાની સેવાને શાબ્દિક મહત્ત્વ તો ઠીકઠીક અપાતું પણ એથી ગામડાનું દુઃખ દૂર થાય એમ ન હતું.

શહેરી પ્રવૃત્તિનો એકાએક ત્યાગ કરી ગામડામાં જઈ વસનાર કેળવણીકાર તે આપણા જુગતરામભાઈ. એમનું કામ જોતાંવેંત મેં

એમના વિદ્યાર્થીઓને લખી આપ્યું કે સાચું રાષ્ટ્રીય શિક્ષણ આજે વેડછીમાં જ અપાય છે. પછી તો એ જ લગની લાગી કે આવા સેવકો કેમ તૈયાર કરવા. વિદ્યાપીઠના વિદ્યાર્થીઓ ભણ્યા પછી સેવાના અને આજીવિકાના માર્ગો તો શોધે જ છે. કોઈ ખાનગી કંપનીમાં એમને નોકરી અપાવીએ અથવા આપણી વિવિધ જાહેર પ્રવૃત્તિમાં ગમે ત્યાં સમાવી દઈએ એના કરતાં ગ્રામસેવાની જ એક સંપૂર્ણ યોજના અહીં કેમ ન કરીએ એવા વિચાર મનમાં ઘોળાવા લાગ્યા.

૧૯૨૨ની સાલમાં આણંદ ખાતે રાજકીય પરિષદ ભરાઈ હતી. એની સાથે એક શિક્ષણસંમેલન પણ ભરાયું હતું. ત્યાં ગામડાની કેળવણીની મેં ખૂબ હિમાયત કરી. વલ્લભભાઈએ પોતાના સ્વભાવ પ્રમાણે એના પર ટીકા કરી કે વિદ્યાપીઠને જ ગામડામાં લઈ જાઓ. એમના વિનોદે મારા ઉપર ઊલટી જ અસર કરી. મને થયું કે વલ્લભભાઈની વાત સાચી છે. વિદ્યાપીઠને ગામડાની યાત્રા કરાવવી જોઈએ. અધ્યાપકો અને વિદ્યાર્થીઓ ગામડાંઓમાં ફરે તો એમને નવોનવો અનુભવ મળશે. ગામડાનાં સવાલો એમની આગળ પ્રત્યક્ષ થશે. એમનું ભણતર જીવંત થશે. ગામડાની સેવા માટે શહેરના યુવાનોને ખેંચવા માટે શહેરમાં રહેવું પડે તો તેમાં વાંધો નથી. પણ વિદ્યાપીઠની પ્રવૃત્તિઓ તો ઘણા યુવાનોને ગામડા તરફ રવાના કરવાની જ હોવી જોઈએ. આજે બન્યું છે એવું કે મુ. વલ્લભભાઈ ગામડામાં જઈને બેઠા છે અને હું હજી શહેરમાં છું.

ગામડાની યોજના મગજમાં પાકી થવા લાગી એટલામાં દાનવીર નગીનદાસ અમુલખરાય એક લાખ રૂપિયાની ભેટ લઈ આવ્યા. અને ગ્રામસેવામંદિરની કલ્પના પૂર્ણ થઈ.

હવે આપ જોશો કે એક એક કલ્પનાને પાકતાં કેટલી વાર લાગે છે. હજી આપણે ભિન્નભિન્ન દેશના અને પ્રાન્તના અનુભવવાળી ચોપડીઓ વાંચવાની અને તે પરથી દિશા નક્કી કરવાની સ્થિતિમાં છીએ. હજી કેટલુંયે કરવાનું રહ્યું છે. આજે તો કેવળ શરૂઆત જ થઈ છે. આવે પ્રસંગે વિચારોની આપલે થાય, અનુભવ અને મૂંઝવણો રજુ થાય એટલા માટે આ સંમેલન ગોઠવેલું છે. આવું સંમેલન ગોઠવાયું એ જ એક અભિનંદનની વાત.

હવે આપણે જોઈ શક્યા છીએ કે ભારતવર્ષનો ઉદ્ધાર ભારતવર્ષના સાડાસાત લાખ ગામડાં સજીવન થવામાં રહેલો છે. એ નાનાંનાનાં ગામડાંઓ ભારતવર્ષની સાચી સંસ્કૃતિ છે. એક સામાન્ય પ્રાણથી પ્રાણિત થઈ સ્વતંત્ર રીતે ગામડાંઓ ચાલે છે. એને માટે ખાસ સંગઠન–organization ની જરૂર નથી. દરેક સંસ્થાને મોટા વ્યાપક પાયા પર ચલાવવી એ આજનો મોટામાં મોટો મોહ છે. એવા–organization–સામે સ્પષ્ટ અવાજ ઉઠાવનાર એક કૃષ્ણમૂર્તિ જ જડ્યો છે. એણે આખી દુનિયામાં ફેલાયલી એક મોટી સંસ્થા, જેના હાથ તળે ત્રણ વિશ્વવિદ્યાલય ચાલતાં હતાં તે એક દિવસમાં તોડી નાખી. દુન્યવી કાર્યોમાં સંગઠન ભલે કરો, આધ્યાત્મિક સિદ્ધાંત માટે સંગઠનની જરૂર નથી એમ એણે પ્રત્યક્ષ સ્પષ્ટ કરી બતાવ્યું. મોટાં મોટાં સંગઠનો હિંસા વગર ચાલી જ ન શકે. આપણે અહિંસાને માર્ગે જવા માગીએ છીએ. આપણે અતિ મોટાં સંગઠનો ન જ કરવાં જોઈએ.

સદ્બુદ્ધિથી પ્રેરાયેલા આખી દુનિયાના લોકો એક દિશાએ કામ કરે એ આજની મુખ્ય હાજત છે. પણ તેને માટે બધાને એક તંત્ર તળે આણવાની જરૂર નથી. વિશાળ તંત્ર તળે આત્મિક વિકાસ ચગદાઈ જાય છે એ આપણે સમજવું જોઈએ. જેટલું જીવન એકરૂપ હોય તેટલું સંગઠન ધર્મ્ય છે. આજે દુનિયામાં Exploitation ની દૃષ્ટિએ સંગઠનો થાય છે. તેનો વિરોધ થવો ઘટે છે. આવી સ્પષ્ટ કલ્પના હશે ત્યારે જ આપણે ગામડાની સાચી સેવા કરી શકવાના છીએ. મૂળ દિશા નક્કી થઈ જાય પછી જ આપણે વિગતોમાં ઊતરી શકીએ. આવા વ્યાપક તત્ત્વોની ચર્ચા કરવા જેટલી નવરાશ આપણી પાસે ભલે ન હોય પણ એના પર વખતોવખત વિચાર તો કરવો જ જોઈએ.

હિંદુસ્થાનમાં ચારે કોર ગ્રામસંગઠનની હવે વાતો ચાલવા લાગી છે. એ મુખ્ય ફેશન થઈ પડી છે. એની સાથે ઊંડી ચર્ચા અને સંગીન કાર્ય ન હોય તો એ વસ્તુ ઘટોત્કચના બજાર જેવી નીવડશે અને ગામડાની પ્રજા ફરી એકવાર નિરાશામાં ડૂબી જશે. ગામડાનો સવાલ આપણે છેડ્યો છે. હવે એનો નિવેડો આણ્યે જ છૂટકો.

# ગ્રામસંગઠન

## ( શ્રી નરહરિ દ્વારકાદાસ પરીખ )

ગાંધીજીએ તા. ૨૧-૧૦-૧૯૨૬ ના યંગ ઇન્ડિયામાં લખ્યું છે:–

"હિંદુસ્તાનના મુખ્યમુખ્ય દેશી ઉદ્યોગોનો ક્રમેક્રમે નાશ થયો છે અને તેમને સ્થાને નવા ઉદ્યોગો ઊભા થયા નથી; દેશને ઉત્તરોત્તર એકલી ખેતી ઉપર જ આધાર રાખવાની જરૂર પડતી ગઈ છે; ઢોરની ઓલાદ ઊતરતી થતી ગઈ છે; ઉપરાછાપરી દુકાળો પડતા જાય છે; ખેડૂતની ગરીબાઈ વધતી જાય છે અને પોતાની ખેતીમાં કશો સુધારો કરવાની ખેડૂતમાં શક્તિ રહી નથી. ખેડૂતની જમીન એવા છૂટા વેરાયેલા નાના નાના ટુકડામાં વહેંચાઈ ગઈ છે કે તેમાં સુધારો કરવા માટે તથા નવી ઢબનાં ઓજારોના વાપર માટે અવકાશ જ નથી; વળી ધીરધાર કરનાર શાહુકારો તથા સંસ્થાઓના પંજામાં ખેડૂત એવો સપડાયો છે કે તેને કપાસનું તથા જેનાં નાણાં ઊપજે એવું વાવેતર કરવાની ફરજ પડે છે. પરિણામે તેને અનાજની મોંઘવારી ભોગવવી પડે છે; આ અને એવાં બીજાં અનેક કારણોથી ગરીબાઈ તથા બેકારી એ બે પ્રશ્નો આપણા દેશમાં સૌથી ભારે થઈ પડયા છે."

આ એક વાક્યમાં ગાંધીજીએ ગામડાંની તથા આપણા ખેડૂતોની

દશાનો આબેહૂબ ચિતાર અદ્ભુત રીતે આપી દીધો છે. આ બન્ને પ્રશ્નોની કાંઈક વિગતમાં ઊતરીને ચર્ચા કરવી આવશ્યક છે.

ગુજરાતના ખેડૂતોની પરિસ્થિતિનો વિચાર કરીએ. સને ૧૯૨૧ ની વસ્તીગણત્રી પ્રમાણે બ્રિટિશ ગુજરાતની એટલે દેશી રાજ્યો બાદ કરતાં ગુજરાતના પાંચ જિલ્લાની વસ્તી લગભગ ૩૦ લાખની હતી.

આખા હિંદુસ્તાનની ગણત્રી લઈએ તો કુલ વસ્તીના ૭૫ ટકા ભાગનું ગુજરાનનું સાધન કેવળ ખેતી છે. પરંતુ ગુજરાતમાં બીજા પ્રાન્તોના પ્રમાણમાં વેપાર ઉદ્યોગ વિશેષ હોવાથી ૬૦ ટકા વસ્તી કેવળ ખેતી ઉપર નિર્વાહ કરનારી છે. એટલે એ હિસાબે ૧૮ લાખ માણસો કેવળ ખેતીની આવકમાંથી જ ગુજરાન ચલાવનારાં ગણાય.

હવે બ્રિટિશ ગુજરાતમાં ખેડાણ જમીન કેટલી છે તેના આંકડા જોઈએ. સને ૧૯૨૬–૨૭ ના 'સીઝન એન્ડ ક્રોપ રીપોર્ટ' પ્રમાણે ખેડવા લાયક જમીનનું ક્ષેત્રફળ ૫૨ લાખ ૫૬ હજાર એકર છે અને તેમાંથી ખેડૂતોને કબજે ૪૮ લાખ એકર છે. જેટલી જમીન ખેડૂતને કબજે હોય તેમાંથી દર વર્ષે થોડી ઘણી તો પડતર રહે જ. તે પ્રમાણે ૧૯૨૬–૨૭ ના વર્ષમાં ૫ લાખ એકર ઉપર જમીન પડતર રહી હતી અને ૪૩ લાખ એકર જમીનમાં વાવેતર થયું હતું. આ ૪૩ લાખ એકર જમીનમાંથી જે માલ પાક્યો તેનો અંદાજ 'સીઝન એન્ડ ક્રોપ રીપોર્ટ' માં આપ્યો છે અને તે ઉપરથી શ્રી. મહેતાએ પોતાના 'ગુજરાતના ગામડાના અર્થશાસ્ત્રનો અભ્યાસ' એ નામના પુસ્તકમાં બ્રિટિશ ગુજરાતની કુલ ખેતીની પેદાશની કિંમતનો આંકડો કાઢ્યો છે તે ૧૭ કરોડ ૪૨ લાખ રૂપિયાનો થાય છે.* એટલે ૧૮ લાખ માણસો વચ્ચે લગભગ ૧૮ કરોડ રૂપિયાનો માલ પાક્યો. આટલો માલ પકવતાં બી, મજૂરી, બળદનું ખોરાકી ખર્ચ, ખેતીનાં ઓજારોનું ખર્ચ વગેરે ખર્ચ ખેડૂતને રોકડું થાય. ખેડૂતની પોતાની જાતમહેનત ન ગણતાં પણ આવું રોકડખર્ચ ઓછામાં ઓછું એકરે રૂ. ૧૦ ગણવું જોઈએ. તેના રૂ. ૪ કરોડ

*એ સ્ટડી ઑફ રૂરલ ઇકૉનોમી ઑફ ગુજરાત. લે. જે. એમ. મહેતા એમ. એ. (ઑક્સફર્ડ) પા. ૧૦૪.

બાદ કરતાં ૧૪ કરોડ રૂપિયા ખેતીની આવક ગણાય. આ ઉપરાંત દુધાળાં ઢોરની સંખ્યા ઉપરથી અઢી કરોડ રૂપિયાની આવક ખેડૂતને દુગ્ધાલયમાંથી થાય એમ શ્રી. મહેતાએ ગણ્યું છે.

એ રકમ ઉમેરતાં કુલ ૧૬ કરોડ ૫૦ લાખ રૂપિયા આવક ૧૮ લાખ માણસ વચ્ચે થઈ એટલે જણદીઠ રૂ. ૯૦ વાર્ષિક આવક આવી આ ૯૦ રૂપિયામાંથી ખોરાકી, કપડાં, રોકેલી મૂડી તથા દેવાનું વ્યાજ, સરકારના પ્રત્યક્ષ તેમ જ પરોક્ષ કર બધું ખેડૂતને આપવાનું રહે. વળી આ રૂ. ૯૦) ની વાર્ષિક આવક તો ૧૯૨૬–૨૭ના ભાવો પ્રમાણે. આજના ભાવો પ્રમાણે આવક રૂ. ૬૦) થી વધુ ન અડસટી શકાય. સુખી ગણાતા ગુજરાતની પણ આ સ્થિતિ છે. આખા હિંદુસ્તાનની ગણત્રી કાઢતાં તો જણદીઠ સરેરાશ એક એકરથી પણ ઓછી જમીન આવે છે અને સરેરાશ આવક રોજની એક આનો સાત પાઈ ગણાય છે.

આપણી આ ગરીબાઈ ટાળવાનો એક ઉપાય એ છે કે વધુ જમીન ખેડાણ કરીને અથવા ખેતીમાં સુધારો કરીને ખેતીમાંથી થતી ઉત્પન્ન વધારવી. બીજો ઉપાય એ છે કે ખેતી ઉપરાંત બીજા ઉદ્યોગો કરીને દેશનું ધન દેશમાં જ રહે એવી પેરવી કરવી. બન્ને ઉપાયો સાથે જ હાથ ધરવાની જરૂર છે. આ બન્ને ઉપાયોને અંગે અનેક મહત્ત્વના પ્રશ્નો ઉપસ્થિત થાય છે, તે આપણે વિચારવા જોઈએ.

ખેતીનું ઉત્પન્ન વધારવાનો પ્રશ્ન પ્રથમ વિચારીશું.

તે માટે વધુ જમીન ખેડાણમાં લઈ શકાય એમ છે કે કેમ તે જોઈએ.

આખા દેશની દૃષ્ટિએ વિચારીએ તો ખેડાણ જમીન વધારવા માટે થોડોઘણો અવકાશ હશે. પણ ઉપર આપેલા બ્રિટિશ ગુજરાતના આંકડા જોતાં તો અઢીત્રણ લાખ એકરથી વધુ જમીન હવે ખેતીના ઉપયોગમાં લાવી શકાય એવી રહી નથી. ખેતીના ઉપયોગમાં આવી શકે છતાં ખેડૂતના કબજામાં નથી એવી જમીનનું પ્રમાણ અમદાવાદ જિલ્લામાં ૪.૪ ટકા, ખેડા જિલ્લામાં ૨.૧ ટકા, પંચમહાલમાં ૭.૨ ટકા, ભરૂચમાં ૨.૮ ટકા અને સુરતમાં ૫.૭

ટકાનું છે. આ પ્રમાણ મોટું ન કહેવાય. અને એ જમીન બહુ નબળી ન હોય તો ગુજરાતનો ચતુર ખેડૂત તેને આમ પડતર ન જ રહેવા દે. એટલે ખેડાણ જમીન વધારવી ગુજરાતમાં તો શક્ય નથી. ત્યારે ખેતીમાં સુધારો કરી ખેતીનું ઉત્પન્ન વધારવું જોઈએ. હિંદુસ્તાનની પરિસ્થિતિથી જે વાકેફ નથી અને જેને હિંદુસ્તાનના ખેડૂતની ગરીબાઈનો ચોક્કસ ખ્યાલ નથી એ તો તરત કહે—અને આપણને એવી સલાહ આપનારા લોકોનો તોટો નથી—કે ખેતી સુધારવી હોય અને વધારે ઉત્પન્ન લેવું હોય તો સુધરેલી ઢબનાં ઓજાર વાપરવાં જોઈએ, વિલાયતી હળથી જમીન ખેડવી જોઈએ, રાસાયણિક ખાતરો વાપરવાં જોઈએ, કૂવા ઉપર પમ્પ મૂકી પાણીની સગવડ કરવી જોઈએ. ટૂંકમાં આપણી ખેતી પુરાણી ઢબની છે તેને યંત્રોની મદદથી સુધરેલી ઢબની કરી નાંખવી જોઈએ. આ સલાહ અમલમાં મૂકવી શક્ય છે કે કેમ અને શક્ય હોય તો ઇષ્ટ છે કે કેમ તે વિચારવા જેવું છે. આપણી ખેતીમાં સુધારાને માટે તો પુષ્કળ અવકાશ છે પણ સૂચવવામાં આવે છે એ ઢબને માટે અવકાશ નથી. હિંદુસ્તાનના ખેડૂતને ખેતીનું જ્ઞાન નથી એમ તો નથી જ. કેટલીક બાબતમાં તો ભલભલાને એની પાસેથી શીખવાનું પણ મળે એમ છે. પરંતુ એની સ્થિતિ એવી ગરીબ છે કે વિલાયતી હળ અને રાસાયણિક ખાતરોથી ફાયદો થતો હોય તો પણ તે ખરીદી શકે નહિ. ભારે વિલાયતી હળો ખેંચવા માટે આપણા ખેડૂતો પાસે હોય છે તે કરતાં જબરા બળદ જોઈએ અથવા યાંત્રિક શક્તિથી એ હળો ચલાવવાં જોઈએ. આપણા ખેડૂતો તો પોતપોતાના કુટુંબ જોગી ટૂંકી ખેતીના માલિક હોઈ તેઓને યાંત્રિક હળો વાપરવાં પોસાય એમ નથી. કેટલાક ખેડૂતો ટ્રેક્ટરો અને પમ્પો લાવ્યા છે. પણ તેમનો અનુભવ આપણે તપાસવો જોઈએ. ભાગ્યે જ કોઈ તેમાં ફતેહમંદ થયું છે. વળી બધી જમીન સરખી હોતી નથી. કેટલીક જમીન બહુ દળદાર હોય છે. ત્યારે કેટલીક જમીન બહુ પાતળી હોય છે. એટલે જમીનના દળ પ્રમાણે હળ પણ ભારે હલકાં વાપરવાં જોઈએ. બહુ ઊંડે સુધી ખોદીને જમીનને ઉથલાવી નાખનારું ટ્રેક્ટર

આછા દળવાળી જમીનમાં વપરાય તો નુકસાન જ થાય. વળી આ ટ્રેક્ટરો અને પમ્પો બળદના પેટ ઉપર કેવી રીતે પગ મૂકે છે તે વિચારવા જેવું છે. તમામ ક્રિયાઓ યંત્રો મારફત ન કરવામાં આવે ત્યાંસુધી ખેડૂતને બળદ રાખ્યા વિના ન જ ચાલે. પછી જેટલે દરજ્જે તે ટ્રેક્ટર અથવા પમ્પ વાપરે અથવા ખેતીનો માલ શહેરમાં પહોંચાડવા મોટર વાપરે એટલે દરજ્જે એના બળદને ઓછું કામ મળે. ગ્રામઉદ્યોગોના નાશને લીધે તથા ટૂંકી જમીનને કારણે જેમ ખેડૂતને ફરજિયાત બેકારી આવી પડી છે તેમજ મોટરો, પમ્પો વગેરેને લીધે બળદની ફરજિયાત બેકારીનો પ્રશ્ન પણ ઊભો થયો છે. બળદ વિના આપણા ખેડૂતને અત્યારે ચાલે એમ છે જ નહિ. એટલે બળદને પૂરું કામ મળી રહે ત્યાર પછી જ આપણે વરાળની અથવા વીજળીની કે એવી બીજી શક્તિ ઉપયોગમાં લેવાનો વિચાર કરી શકીએ. આજે ઘણાં ગામોમાંથી માલની આવજા મોટરો મારફત થાય છે. અમદાવાદ પાસેના બારેજા, નવાગામ, નાયકા વગેરે ગામોમાં તપાસ કરતાં માલુમ પડ્યું હતું કે કોઈ ગામમાંથી બે હજાર રૂપિયા તો કોઈ ગામમાંથી પાંચ હજાર રૂપિયા દર વર્ષે ખેતીનો માલ ખેંચવાના જ મોટરભાડામાં જાય છે. શહેરમાંથી ગામડામાં માલ મોટરો મારફતે જાય છે તથા માણસો મોટરમાં મુસાફરી કરે છે તેનું ખર્ચ તો જુદું જ. આ બધા પૈસા પહેલાં ગામના ખેડૂતોને ગાડાભાડાના રૂપમાં મળતા અને તેથી નાના ખેડૂતોને પણ બળદ રાખવા પોસાતા.

લોકો જ્યારે કહે છે કે હવે તો મોટરનું સુખ થઈ ગયું છે, અમુક સ્ટેશનેથી અમારું ગામ અમુક માઇલ થાય અને ચાર, છ કે આઠ આનામાં મોટર બેસાડી જાય છે ત્યારે આ મોટરના 'સુખે' આપણા ખેડૂતોને કેવડું મોટું દુઃખ ઊભું કર્યું છે તેનો ખેડૂતને પોતાને પણ ખ્યાલ નથી હોતો તો બીજાને તો શેનો જ હોય? ગામડેગામડે પહોંચેલી એ મોટરો બળદના ભૂખમરાનું આજે મોટું કારણ થઈ પડી છે. આપણા એક વ્યવહારમાં યંત્ર દાખલ કરી ફેરફાર કરીએ તેની અસર બીજા બધા વ્યવહાર ઉપર પડે એટલે અધૂરો ફેરફાર તો વધારે નડતરરૂપ થાય છે. ઠીક, ત્યારે બળદ બિલકુલ કાઢી નાંખી

યંત્રો મારફત ખેતી કરવી ઇષ્ટ છે? વિચારીએ. દૂધ ખાવા માટે તો આપણે ગાયો રાખવી જ જોઈશે. ગાયના પુત્ર બળદનો ખેતીમાં ઉપયોગ કરી તેનો પણ નિર્વાહ કરવાની રીત શોધી કાઢી આપણે આપણા દેશના અહિંસાના આદર્શને અનુકૂળ એવી રીત શોધી કાઢી છે. બીજા દેશોમાં તો ગાયનું દૂધ લઈ તેના વાછરડાનું માંસ ખાવામાં આવે છે એટલે ત્યાં એ પ્રશ્ન ઉપસ્થિત થતો નથી. તેથી જ ગાંધીજી કહે છે કે યંત્રોનો મને વિરોધ નથી, પણ માણસો તથા માણસોએ પાળીને જેમની જવાબદારી સ્વીકારી લીધી છે એવાં ઢોરોને બેકાર રાખીને તથા ભૂખે મારીને યંત્રો દાખલ કરવાં એ ઠીક નથી. દરેક ખેડૂતકુટુંબ પોતપોતાની જમીન ઉપર માલિકી ધરાવે અને દરેક ખેડૂતકુટુંબ પાસે એક બળદજોડ, ગાડું, હળ વગેરે ખેતીનાં ઓજારો હોય એ આપણે ત્યાંની વ્યવસ્થા છે. અત્યારે આપણા ખેડૂતો પાસે બળદ સારા નથી હોતા, તેમનાં ગાડાં, હળ વગેરેમાં ઘણા સુધારાને અવકાશ છે એ બધી વાત સાચી, પણ આપણા આખા સમાજના પાયારૂપ જે સ્વતંત્ર ખેડૂતકુટુંબની વ્યવસ્થા છે તે વ્યવસ્થા તો ટકાવી રાખવામાં જ આપણું શ્રેય છે. ખેતી યંત્રો મારફત કરવામાં આવે તો તે મોટા મૂડીવાળાઓના હાથમાં જાય. આજે જે સ્વતંત્ર ખેડૂત છે તેને મજૂર બનવું પડે.

હવે રાસાયણિક ખાતરોનો વિચાર કરીએ. પ્રથમ તો મોઘાં રાસાયણિક ખાતરો ખરીદવાના આપણા ખેડૂત પાસે પૈસા જ નથી હોતા. બીજું એવાં ખાતરો વાપરવાં હોય તો પાણીની પૂરી સગવડ જોઈએ. વરસાદ અનિશ્ચિત રહ્યો. ઓછો વરસાદ પડે તો મોઘું ખાતર નકામું જાય એટલું જ નહિ પણ થોડો ઘણો પાક થતો હોય તે પણ ખાતરની ગરમીથી બળી જાય. એટલે પાણીની ચોક્કસ સગવડ વિના મોઘું ખાતર વાપરવું એ તો સટ્ટો જ ખેલવા જેવું છે. આપણા ગરીબ ખેડૂતને એવા સાહસમાં ઊતરવાની સલાહ ન જ અપાય. વળી રાસાયણિક ખાતરો વાપરવા માટે જમીનમાં કયાં તત્ત્વો કેટલા પ્રમાણમાં છે, તથા ખૂટતાં કયાં તત્ત્વો કયું ખાતર નાંખવાથી મળી શકશે અને કયા પાક માટે કયું ખાતર ચાલી શકશે એ રાસાયણિક

જ્ઞાન પણ ખેડૂતને હોવું આવશ્યક છે. આ બાબતના ચોક્કસ જ્ઞાનને અભાવે કાંઈ ઓડનું ચોડ વેતરાઈ જાય તોપણ ખેડુત નુકસાનમાં ઊતરી પડે.

વળી રાસાયાણિક ખાતરોથી જમીનને લાભ થાય છે કે કેમ તે શંકાસ્પદ છે. પ્રમાણ ગણાય એવા રસાયણશાસ્ત્રીઓનો અભિપ્રાય છે કે ખેતીને માટે છાણમૂત્રના જેવું ઉત્તમ ખાતર બીજું એકે નથી. રાસાયાણિક ખાતરો યાકૂતિ જેવી ઉત્તેજક દવાના જેવું કામ કરે છે. થોડાં વર્ષો સારો પાક આપે પણ જમીનનો કસ વહેલો ચૂસી લઈ તેની મગદૂર કાયમને માટે ઓછી કરી નાંખે. જ્યારે છાણમૂત્રનું ખાતર પૌષ્ટિક ખોરાકની ગરજ સારી જમીનને કાયમને માટે ફળદ્રુપ બનાવે છે.

આમ યાંત્રિક સાધનો અને રાસાયણિક ખાતરોથી ખેતી સુધારવી શક્ય નથી તેમ ઇષ્ટ પણ નથી. છતાં આપણી ખેતીમાં સુધારાને માટે તો પુષ્કળ અવકાશ છે. અને કેટલાક સુધારા તો સહેજે થઈ શકે તેવા છે.

હિંદુસ્તાનના લોકો સોના જેવું ખાતર છાણાં તરીકે બાળી નાખે છે એવો આપણા ઉપર એક આરોપ છે. આ આરોપ ગૂજરાતના ખેડૂતોને વિષે તો બહુ દરજ્જે સાચો ન ગણાય. છાણાં તરીકે તથા ઘર લીંપવામાં છાણનો ઉપયોગ થાય છે ખરો પણ તેનું પ્રમાણ જૂજ છે. આપણી ગરીબાઈ બધી આપણે જ વાંકે આવી છે એવું સૂચવવા જ આવા આરોપો મૂકવામાં આવે છે. છતાં ખાડામાં અથવા ઢગલા કરીને ખાતરના ઉકરડા જે રીતે રાખવામાં આવે છે તે કરતાં વધુ સારી રીતે સચવાય અને છાણ સાથે મૂતરનો પણ પૂરેપૂરો ઉપયોગ કરવામાં આવે તો ખાતર વધારે કસદાર બનાવી શકાય. આ ઉપરાંત બીજી કેટલીક વસ્તુઓનો આપણે ખાતર તરીકે ઉપયોગ કરી શકીએ. માણસના મળમૂત્રનો ખાતર તરીકે ઉપયોગ કરવા વિષે આપણા ખેડૂતોના મનમાં બહુ વિરોધ હોય છે. અને એ વિરોધને લીધે કીમતી ખાતર એળે જવા દઈ ગામની ચોમેર આપણે ગંદકી કરી મૂકીને હેરાન થઈએ છીએ. તે જ પ્રમાણે

ઢોરનાં હાડકાં ગામની ભાગોળે પડ્યાં રહી હવામાં બગાડો કરે છે. આપણા ખેડૂતો એ કીમતી ખાતરનો ઉપયોગ નથી કરતા અને તેથી એ કાચું ધન બહાર જાય છે. તેવી જ રીતે કાચાં ચામડાંનું. કેટલાંય કાચાં ચામડાં પરદેશ ચડે છે. એ ચામડાં અહીં જ કેળવાય અને તેનો માલ અહીંજ બને તો તેમાંથી પડતા નકામા કડકાનો ખાતર તરીકે સુંદર ઉપયોગ થાય. તેલીબિયાંનું પણ તેમ જ છે. આપણે ત્યાં જ તે પિલાતાં હોય અને તેમાંથી જે વસ્તુઓ બનાવવામાં આવે છે તે આપણા ગામડામાં જ બનાવીએ તો તેના ખોળનો તથા તેમાંથી બીજો જે નકામો કચરો પડે તેનો ખાતર તરીકે ઉપયોગ થાય. આવીઆવી તો કેટલીયે વસ્તુઓનો ઉપયોગ ખાતર તરીકે આપણે કરી શકીએ. આ પ્રશ્ન બહુ ઝીણવટથી વિચારવા જેવો છે.

ખેતીનું ઉત્પન્ન વધારવામાં બીની સાચવણી અને પસંદગી બહુ મોટો ભાગ ભજવે છે. અને એ વસ્તુ સહેજે થઈ શકે એવી છે. અત્યારે તો અનાજનાં ડૂંડાં ભરાવા માંડે ત્યારથી ખેડૂત તે ખાવાનું શરૂ કરે છે અને પાક ઊતરે કે તરત ઉપાડી જવા શાહુકાર ટાંપીને જ બેઠેલો હોય છે. બી માટે સારાંસારાં ડૂંડાં જોઈને તેના દાણા સાચવી રાખવા જોઈએ, તેમાં બિલકુલ ભેગ ન થવા દેવો જોઈએ. એ કશું ખેડૂતથી બની શકતું નથી. ઘણાખરા ખેડૂતોને વાવતી વખતે વાણિયાની દુકાને બી લેવા જવું પડે છે. અને ચાર ચાર છ છ ગણા ભાવ આપવા પડે છે અને તેમ છતાં સારું બી મળતું નથી. બી સાચવી રાખવામાં કાંઈ મોટી મૂડીનું રોકાણ જોઈતું નથી, પણ આપણા ખેડૂતની ગરીબાઈ એવી છે કે એટલું પણ તે કરી શકતો નથી. આ ઉપરાંત પાકના રોગો, ઉંદર, કાતરા વગેરેના ઉપદ્રવો સામે ખેડૂત નિરુપાય જેવો છે. ખેતીખાતાએ કેટલાયે રૂપિયાનો ધુમાડો કર્યો હશે પણ હજી આ બાબતમાં કશી ગણતરીમાં લઈ શકાય એટલી મદદ તે ખેડૂતને કરી શક્યું નથી. વળી વાંદરાં, હરણ, રોઝ, ભૂંડ વગેરેના ઉપદ્રવને લીધે પણ પાર વિનાનો પાક બગડે છે. જ્યાં ઝાડી હોય છે ત્યાં તો જાનવરોની ખા એટલી બધી હોય છે કે પાક સાચવવાની એકાદવાર ગફલત થઈ જાય તો બાર મહિનાની

મહેનત એક રાતમાં સાફ થઈ જાય છે. અહિંસા વિષેના આપણામાં જે ખ્યાલો પ્રચલિત છે તેથી આ ઉપદ્રવનો કશો અસરકારક ઈલાજ આપણે લઈ શકતા નથી. પણ હિંસાઅહિંસાનો વિવેક કરી આ ઉપદ્રવના તાત્કાલિક ઇલાજો લેવાની જરૂર છે.

દર વરસે આપણા દેશમાં ટાઢિયો તાવ, કોગળિયું વગેરે રોગો કેવડો ભોગ લે છે તેનું માપ કાઢવું અતિશય કઠણ છે. ભાદરવા તથા આસો માસમાં, જે વખતે ખેતીમાં પુષ્કળ કામ કરવાનું હોય છે તે જ વખતે મેલેરિયાનો વાવર ચાલે છે. મેલેરિયાથી આપણા દેશમાં લાખો માણસો મરે છે, પણ જેટલાં મરે છે તેના કરતાં દસ કે પંદર ગણાં માણસ તેમાં સપડાઇને કામ કરવાને અશક્ત થઈ જાય છે. અને ખેડૂતોની ગરીબાઇ તો એટલી છે કે તેમને ક્વિનીન પણ મળી શકતું નથી. વળી ક્વિનીન મેલેરિયાની દવા તરીકે ગમે તેટલું અકસીર હોય છતાં મેલેરિયા કાયમનો નાબૂદ કરવા માટે ખરો ઈલાજ તો તેના મચ્છરો પેદા ન થાય એવી તજવીજ કરવી એ છે. તે માટે બહુ મોટી યોજના કરવી જોઇએ અને ખર્ચ પણ બહુ થાય. પણ રાજ્ય તરફથી એ કામ ઉપાડવામાં આવે તો ફતેહ મળવી અશક્ય નથી. સ્વરાજમાં આ કામ પહેલું ઉપાડવું જોઇશે.

ખેતીની ઉત્પન્ન ઓછી આવવાનું બીજું એક કારણ એ છે કે આપણા ખેડૂત પાસે જે પંદર, વીસ કે પચીસ વીઘાં જમીન હોય છે તે એક જથે નથી હોતી; પણ ગામની ચારે દિશામાં પંદર વીસ કટકામાં વહેંચાયેલી હોય છે. જોકે ખેડૂતની તમામ જમીન એક જ કટકે હોય તે જરૂરનું નથી. દરેક ગામમાં થોડી ક્યારી, થોડી ગોરાડુ જમીન, થોડી કાળી ભોંય એમ જુદી જુદી જાતની જમીન હોય છે અને તે પ્રમાણે દરેક જાતની થોડી થોડી જમીન દરેક ખેડૂત પાસે હોવી આવશ્યક છે. પણ ખેડૂતની એક જાતની જમીન તો એક જથે જ હોવી જોઇએ. આજે તેમ નથી હોતું તેને લીધે ગામને એક છેડેથી બીજે છેડે હળ બળદ લઇને જવા આવવામાં તથા પોતાના પાક ઉપર દેખરેખ રાખવામાં ખેડૂતનો ઘણો વખત નકામો જાય છે, અને ખર્ચ વધુ થાય છે. કેટલાક ટુકડા તો એવા નાના હોય છે કે

બરાબર ખેડી પણ ન શકાય. જમીનના આવા નાના નાના ટુકડા પડી જવાનું મોટું કારણ તો આપણી વારસાની પદ્ધતિ છે. એક બાપને ત્રણ દીકરા હોય તો દરેક દીકરો દરેક ખેતરમાંથી પોતાનો ત્રીજો ભાગ માગે છે. કારણ બધાં ખેતરની મગદૂર સરખી હોતી નથી, અને દરેક ખેતરની કિંમત આંકી પોતાના ભાગમાં સરખી કિંમતનો અવેજ લેવામાં બરાબર અવેજ મળશે કે કેમ એવી શંકા રહે છે. એટલે દરેક ખેતરના ટુકડા પાડવાનો સેહેલો પણ નુકસાન કર્તા ઉપાય લેવાનું લોકો પસંદ કરે છે. આ ઉપરાંત દેવા પેટે જમીનો લખી આપવામાં આવે છે. તેથી પણ ખેતીના ટુકડા પડી ગયા છે. આ સ્થિતિ સુધારવાને માટે અત્યારના છૂટા છૂટા પડી ગયેલા ટુકડા એક જથે કરવાનો પ્રયત્ન થવાની જરૂર છે. વળી એક વાર ખેડૂતની ખેતી એક જથે કરી આપ્યા પછી ભવિષ્યમાં તેના નાના નાના ટુકડા ન પડી જાય તે માટે તે અટકાવવાના ઉપાયો પણ શોધવા જોઇએ. પંજાબમાં સરકારી મદદથી સહકારી મંડળીઓ મારફત જમીન એક જથે કરવાનો ઠીક પ્રયત્ન થયેલો છે. ગામના બે તૃતીયાંશ ખાતેદારો અને કુલ ગામની અર્ધી જમીનના માલિક આ ખાતાને અરજી કરે તો ખાતા તરફનો માણસ એ ગામે જાય છે અને સ્થાનિક માણસોની મદદ લઇ તમામ જમીનની કિંમતની આંકણી કરી, ખેડૂતોની જમીન એક જથે થાય તેવી રીતે જમીનની અદલાબદલી કરાવી આપે છે. ભવિષ્યમાં જમીનના નાના નાના ટુકડા ન પડી જાય તે માટે અમુક નક્કી કરેલા માપથી ઓછા માપનો નંબર અથવા પોટ નંબર પાડી આપવામાં આવે જ નહિ, કોઈ ખેડૂતને જમીન વેચવી હોય તો પોતાના પાડોશી-ને જ વેચવી પડે વગેરે જાતના કાયદાનાં બંધન પણ નાંખવામાં આવ્યાં છે. મુંબઈ ઈલાકામાં પણ 'સ્મૉલ હોલ્ડિંગ'ને લગતો કાયદો કરવાની દરખાસ્ત આવી હતી. સરકારી અમલદારોનો ખેડૂતને કડવો અનુભવ હોય છે અને તેમાં વળી તેની આ દરમ્યાનગીરી જો શરૂ થાય તો તેની દખલનો પાર ન રહે એ મુખ્ય તથા બીજા કેટલાક વિરોધ ને લીધે એ કાયદો પસાર થયો નથી. પણ આ વસ્તુ લોકોએ પોતે તો બને તેટલી કરવા જેવી છે જ અને સ્વરાજમાં તો

જમીન એક જથે કરવા માટે આપણે કાયદાની મદદ લઇને પણ પ્રયત્ન કરવો જોઇશે.

ખેતીની ઉત્પન્ન ઘટવાનું બીજું એક કારણ એ છે કે દર સાલ ખેતરમાં પાકની વિચારપૂર્વક ફેરબદલી કરવી જોઈએ તે હમણાં હમણાં આપણે કરતા નથી. કપાસ તથા તમાકુ તથા જેમાંથી નાણાં ઉત્પન્ન થાય તેવા પાકની લાલચમાં પડીને વરસો વરસ ઉપરા ઉપરી આપણે એક ખેતરમાંથી એકનો એક પાક લેવાનું ઘણી જગ્યાએ શરૂ કર્યું છે. આને લીધે જમીનમાંથી એકજ જાતનાં દ્રવ્યો મોટા પ્રમાણમાં ચુસાઈ જાય છે અને પાકનો ઉતાર ઓછો થઈ જાય છે. એક જાતના પાકને લીધે જે જાતનાં દ્રવ્યો ચુસાઈ જતાં હોય તે બીજી જાતનો પાક કાંઇક દરજ્જે પૂરાં પાડે છે. દાખલા તરીકે ક્યારીમાં ડાંગર સિવાય બીજો પાક લઈ શકાય નહિ પણ ડાંગર પછી વાલનો પાક લેવાનો સુરત જિલ્લામાં રિવાજ છે તથા કેટલીક જગ્યાએ બીજાં કઠોળનો પાક લેવામાં આવે છે તેને લીધે જમીનનો કસ સચવાય છે. આવી ફેરબદલી આવશ્યક છે. સુરત જિલ્લામાં કપાસ અને જુવારનો પાક વારા ફરતી લેવાનો રિવાજ હતો પણ કપાસના ભાવ ઊંચા ચડી ગયા ત્યારે લોકો આંખો મીંચીને ઉપરા ઉપરી કપાસનો પાકજ લેવા મંડ્યા હતા. આમ કરવાથી જમીન બગડતી હતી તે કપાસના પ્રતિવર્ષ ઓછા આવતા ઉતારથી ચોખ્ખું જણાતું હતું. પણ હાથમાં રોકડાં નાણાં આવે તેના લોભમાં આપણે ભવિષ્યની આપણી પ્રજાના મોંમાંથી કોળિયો ઝૂંટવી લઈએ છીએ તેનું ભાન આપણને રહેતું ન હોતું.

દરેક ખેડૂતે પોતાની ખેતીમાં પાકની વહેંચણી કેવી રીતે કરવી તેનું પ્રમાણ પણ નથી જળવાતું, એ વસ્તુનો ઉલ્લેખ આજ સ્થળે કરવો જોઈએ. સામાન્ય રીતે ખેતીના આપણે ત્રણ વિભાગ કરી શકીએ. ખોરાકની એટલે જુવાર, બાજરી, ઘઉં, ડાંગર, ચણા વગેરેની ખેતી. ઢોરના ખોરાકની ખેતી એટલે સુંઢિયું, ગુવાર વગેરેની ખેતી તથા ઘાસ માટેની પડતર જમીન અને કપાસ, તમાકુ તથા મગફળી જેવાં તેલી બિયાંની નાણાં ઉપજે એવી ખેતી. આ ત્રણ જાતની ખેતીનું પ્રમાણ વિવેકસર

સચવાવું જોઈએ, અને માણસના તથા ઢોરના ખોરાક માટે અમુક જમીન રાખ્યા પછી જ ખેડૂતે વેપારી ખેતીમાં પડવું જોઈએ. પણ પૈસાના લોભથી ખેડૂતો વેપારી પાકની ખેતી ઉપર વધારે ને વધારે પડતા ગયા છે. ગુજરાતમાં ખોરાકની ખેતીનું પ્રમાણ પ્રતિવર્ષ ઘટતું ગયું અને વેપારી ખેતી કેવી રીતે વધતી ગઈ તે નીચેના કોઠા* ઉપરથી જણાય છે.

| | ૧૮૯૧ | ૧૯૦૧ | ૧૯૧૧ | ૧૯૨૧ | ૧૯૨૫ | ૧૯૨૬ | ૧૯૨૭ |
|---|---|---|---|---|---|---|---|
| ખોરાકનીખેતીના ટકા | ૭૨ | ૮૦ | ૬૭ | ૫૧ | ૫૦ | ૪૪ | ૫૮ |
| વેપારી ખેતીના ટકા | ૨૮ | ૨૦ | ૩૩ | ૪૯ | ૫૦ | ૫૬ | ૪૨ |

જો કે કપાસ, તમાકુ વગેરે ચીજોના ભાગ ગયે વર્ષે ઘટી ગયા એટલે હવે સહેજે વેપારી ખેતીનું પ્રમાણ ઘટશે.

આવી રીતે વેપારી ખેતી વધવાથી ખેડૂતના હાથમાં નાણાં વધારે આવે છે એ વાત સાચી પણ તેથી ખેડૂતને લાભ જ થાય છે એમ નથી. આજકાલ આપણી રહેણીનું ધોરણ એવું બદલાઈ ગયું છે કે જીવનની મહત્ત્વની જરૂરિયાતોને ભોગે પ્રમાણમાં ઓછી આવશ્યક એવી વસ્તુઓ પાછળ એ નાણાંનો ઉપયોગ થાય છે. પોતાને અને ઢોરને પૂરતો પોષક ખોરાક ન મળે, છોકરાંને ઘી દૂધ અને છાશ ધરાધરી ન મળે એ બધું ખેડૂત વેઠી લે છે અને વિલાયતી કાપડ, ચા, ઘાસલેટ, ખાંડ, તાળાં, ટ્રન્ક વગેરે વસ્તુઓ ખરીદવામાં તથા રેલ અને મોટરથી મુસાફરી કરવામાં હાથમાં આવેલા પૈસા ખર્ચી નાંખે છે. આમ હીરો વેચીને તેના બદલામાં કાચ ખરીદવાનો ધંધો આપણા ખેડૂતોએ માંડ્યો છે. કેટલાક અર્થશાસ્ત્રીઓ તો કહે છે કે એમ કરવાનો ખેડૂતને હક છે અને તેમાં એને લાભ પણ છે. જેમાં પોતાને વધારે પૈસા મળે એવી ખેતી કરીને તેના વેચાણમાંથી પોતાને ખાવાને માટે અનાજ વગેરે વેચાતું લાવે એમાં ખોટું શું થયું? વ્યવહારનાં સાધનો હવે સુધર્યાં છે અને વધ્યાં છે તેથી હિંદુસ્તાનનાં

* એ સ્ટડી ઑફ રૂરલ ઇકોનોમી ઑફ ગુજરાત લે. જે. એમ મહેતા એન. એ. (ઑક્સફર્ડ) પી. એચડી. (લંડન) પા. ૮૮

ગામડાં દુનિયાના બજાર સાથે સંબંધમાં આવ્યાં છે એટલે પહેલાં કરતાં પોતાના પાકના તેમને સારા પૈસા ઉપજે છે. ખેડૂતો પણ વેપારીની માફક નફાની દૃષ્ટિ રાખીને ખેતી કરી શકે છે. આ દલીલ બરાબર તપાસવાની જરૂર છે. આજે ખેડૂત નફાની દૃષ્ટિ રાખીને ખેતી કરતો હશે પણ તેને સાચે નફો થાય છે કે કેમ તે વિચારવું જોઈએ. વેપારી ખેતી કરવામાં ખેડૂતને તો જ નફો થાય જો પરિણામે ખરીદવા કરતાં વેચવાનો માલ તેની પાસે વધારે હોય, પણ આજે તેવું નથી હોતું. પહેલાં ખેડૂત પોતાને જોઈતી બધી ચીજો પોતે જ પકવી લેતો તથા તૈયાર કરી લેતો. આજે તે દુનિયાની હરીફાઈમાં પડ્યો છે પણ હરીફાઈમાં તે ફાવ્યો નથી, વધૂ લૂંટાયો છે. આ હરિફાઈમાં આપણા બધા ગ્રામઉદ્યોગો અને ગૃહઉદ્યોગોનો નાશ થઈ ગયો છે અને તેથી ખેડૂતને ખૂબ વસ્તુઓ ખરીદવી પડે છે અને બીજી તરફથી ફરજિયાત બેકારી ભોગવવી પડે છે.

હિંદુસ્તાન ખેતીપ્રધાન દેશ કહેવાય છે. તેનો અર્થ એ નથી જ કે હિંદુસ્તાનમાં બીજા ઉદ્યોગો નહોતા. એકલી ખેતી ઉપર કોઈ પણ સુધરેલો દેશ ન જ ટકી શકે. ખેડૂત પણ એકલી ખેતી ઉપર ન ટકી શકે, કારણ ખેતીમાં બારે માસ પૂરો વખત રોકાય એટલું કામ ખેડૂતને નથી મળી શકતું. હિંદુસ્તાનના ખેડૂતને ચારથી છ મહિના ફરજિયાત બેકાર રહેવું પડે છે એ વસ્તુ હવે સિદ્ધ થઈ ચૂકેલી છે. આ બેકારીનું સ્વરૂપ સમજી લેવાની જરૂર છે. બેકારીના ચારથી છ માસ ગણાય છે તે બધો વખત લાગલાગટ કામ ન હોય એમ નથી હોતું. એમ તો ખેડૂતને બારે મહિના કાંઈક ને કાંઈક કામ હોય છે. પણ કેટલાક મહિના જ્યારે બહુ કામના હોય છે ત્યારે કેટલાક મહિના રોજ કલાક બે કલાક જ કામ હોય એવા હોય છે. એટલે પોતાની ખેતી છોડીને ખેડૂત બહાર જઈ શકે એમ ન બની શકે, અને તેમ છતાં ઘેર એને નવરાશનો સમય બહુ હોય. આ નવરાશનો સદુપયોગ કરવા એને ઘેર બેઠાં કરી શકાય એવો કાંઈ ઉદ્યોગ મળવો જોઈએ. આવા ઉદ્યોગોમાં મુખ્ય ઉદ્યોગ ખાદીનો છે, એ વસ્તુ અહીં સિદ્ધ કરવાની જરૂર નથી. પણ ગામેગામ દળવા ખાંડવાના

સંખ્યા દાખલ થતે કરીને કેટલી વિધવાઓ અને નિરાશ્રિત સ્ત્રીઓ નિરાધાર થઈ પડેલી છે તે વિચાર કરવાનું સૂચવું છું. ગામડે ગામડે ટીનનાં પતરાં દાખલ થઈ ગયાં છે, પાણી તથા અનાજ ભરવા માટે ટીનનાં પીપ વપરાય છે અને ઘરવખરીના સામાન્ય વાપરવામાં કેરોસીનના ટીનના ડબાનો ઉપયોગ સાર્વત્રિક થઈ ગયો છે. હવે કુંભાર નળિયાં પકવીને શું કરે? કોઠીઓ કોને માટે ઘડે? ઠંડુ પાણી કરવા માટે માટલાંનો ઉપયોગ હજી રહ્યો છે, પણ પહેલાં ઘેર ઘેર ઓરડામાં અનાજનો મોટો જથો કોઠીઓમાં રહેતો અને સીધુંસામાન રાખવા માટલીઓની ઉતરડો કરવામાં આવતી તે માટે માટલાં ઘડવાનું તેને હવે ક્યાં રહ્યું છે? કપાસ પીલવા માટે ગામે ગામ ચરખાની હાટો મંડાતી પણ તાલુકામાં એક કે બે જીન થાય એટલે બધી હાટો પડી ભાંગે. તેલ પીલવાની મિલ જીલ્લામાં બે ત્રણ સ્થળે હોય એટલે ગામે ગામની ઘાણીઓ બંધ થાય. ખાંડ પરદેશથી આવે એટલે શેરડીનો પાક કરી ગોળ કરવો પોસાય પણ નહિ. આમ દેશમાં આજે એક પણ મોટો ગ્રામઉદ્યોગ કે ગૃહઉદ્યોગ જીવતો રહ્યો નથી. અને પહેલાં એમાં જેટલા માણસો રોકાતા તે બધાનો બોજો ખેતી ઉપર પડ્યો છે. અત્યારનાં મોટાં કારખાનાં સામે આ ગ્રામઉદ્યોગો અને ગૃહઉદ્યોગો કેમ ટકે એ સવાલ કઠણ લાગશે. કેટલાકને તો એ અશક્ય લાગશે. પણ આપણા ગ્રામઉદ્યોગો અને ગૃહઉદ્યોગો સજીવન ન થાય તો આપણો ખેડૂત સ્વતંત્ર ખેડૂત નથી રહી શકવાનો. એ ઉદ્યોગો પડી ભાગતે કરીને ખેડૂતોને ખાવા પણ પૂરું મળતું નથી. જમીન વેચીને અથવા ગીરો મૂકીને ખેડૂતો કેટલી ઝપાટાબંધ મજૂરની અથવા તેથી યે ભૂંડી સ્થિતિમાં આવતા જાય છે તેનો આપણને ઝટ ખ્યાલ પણ આવી શકે એમ નથી.

આ કારણોથી જ ખેડૂત દેવામાં પણ એટલો બધો ડૂબી ગયો છે કે એના દેવાના પ્રશ્નનો નિકાલ ન થાય ત્યાં સુધી કોઈ પણ રીતે એની સ્થિતિ સુધરી શકે એમ નથી. ખેડૂત પોતે ગમે તેટલી મહેનત કરે અને એને ગમે તેટલી બીજી મદદ કરવામાં આવે તોપણ પોતાની મજૂરીનો તથા મળેલી મદદનો લાભ જ્યાં સુધી એનું દેવું ઉભું

છે ત્યાં સુધી એ નહિ જ ભોગવી શકે. હિંદુસ્તાનના ખેડૂતોનું કુલ દેવું કેટલું હશે તેનો અંદાજ કાઢવાના કેટલાક પ્રયત્નો થયેલા છે. પંજાબના ખેડૂતોના દેવાની ગણત્રી મિ. કેલ્વર્ટે તથા મિ. ડાર્લિંગે કરી છે અને તેમના પંજાબના આંકડા ઉપરથી આખા હિંદુસ્તાનના ખેડૂતોના દેવાનો આંકડો ગણીએ તો ૯૦૦ થી ૧૦૦૦ કરોડ રૂપિયાનો અડસટ્ટાય છે. આખા દેશની કુલ ખેડાણ જમીન ૨૨ કરોડ એકર છે એટલે એકર દીઠ ચાળીસ રૂપિયા ઉપર દેવું ગણાય. પણ આ ગણતરી અડસટ્ટાની છે.

ત્રીજી સાલ અમે બારડોલી તાલુકાનાં બે ગામની વિગતવાર તપાસ કરી હતી તેમાં વેડછી ગામમાં એકરદીઠ દેવાની રકમ રૂ. ૫૯) અને કુંભિયા ગામમાં રૂ. ૪૭) આવી હતી. આ બે ગામની જમીનની કિંમત અનુક્રમે એકરે રૂ. ૧૦૦) અને રૂ. ૭૫) થી વધુ નથી. પરંતુ એના કરતાંય માતર તાલુકાની તપાસ અમે ગયે વરસે કરી તેના દેવાના આંકડા વિશેષ ચોંકાવનારા છે. અમારી તપાસ માટે અમે તાલુકાના ત્રણ વિભાગ પાડી નાંખ્યા હતા. તેમાંથી લિંબાશી વિભાગમાંથી અમે કુલ ૪૬૫ કુટુંબો તપાસ્યાં. તેમના દેવાનો આંકડો ૩,૫૧,૦૦૦ આવ્યો અને તેમની ખેડાતી જમીન એકર ૬૭૦૦ હતી. એટલે ખેડાણ એકરદીઠ દેવાની રકમ રૂ. ૫૬ આવી. દેવાદાર કુટુંબદીઠ દેવું રૂ. ૮૩૨ અને કુલ કુટુંબદીઠ દેવું રૂ. ૭૭૩) આવ્યું. આ વિભાગની જમીનનાં છેલ્લાં દસ વરસના વેચાણના આંકડા અમે લીધા હતા. તેમાં ઓછામાં ઓછી એકરના રૂ. ૨૭ ના ભાવથી અને વધુમાં વધુ રૂ. ૧૩૦) ના ભાવથી જમીન વેચાઈ હતી. તમામ જમીનની સરેરાશ ગણતાં વેચાણ કિંમત એકરના રૂ. ૭૫) આવી. નવાગામ વિભાગમાં ૪૯૨ કુટુંબો તપાસ્યાં. તેમનું કુલ દેવું રૂ. ૩,૯૧,૦૦૦ નીકળ્યું; દેવાદાર કુટુંબદીઠ રૂ. ૮૨૯ તથા કુલ કુટુંબ દીઠ રૂ. ૭૦૫ ની સરેરાશ આવી. કુલ ખેડાણ જમીન એકર ૪૨૭૫ હતી એટલે ખેડાણ એકરદીઠ દેવું રૂ. ૯૫ થયું. છેલ્લાં દસ વરસમાં વેચાણકિંમત ઓછામાં ઓછી રૂ. ૨૫ અને વધુમાં વધુ રૂ. ૨૫૦) અને સરેરાશ કિંમત રૂ. ૮૦) આવી હતી. માતર

વિભાગમાં ૨૫૮ કુટુંબો તપાસ્યાં. કુલ દેવું રૂ. ૨,૩૫,૦૦૦ નીકળ્યું; દેવાદાર કુટુંબદીઠ રૂ. ૯૪૪ અને કુલ કુટુંબદીઠ રૂ. ૯૧૧ દેવું થયું. કુલ ખેડાણ જમીન ૨૨૮૭ એકર હતી એટલે ખેડાણ એકરદીઠ દેવું રૂ. ૧૦૮) આવ્યું. એકરની વેચાણકિંમત ઓછામાં ઓછી રૂ. ૫૯ અને વધુમાં વધુ રૂ. ૨૨૮ હોઈ દસ વરસનાં વેચાણ ઉપરથી એકરની સરેરાશ વેચાણકિંમત રૂ. ૧૨૬ નીકળે છે. ઉપર આખા દેશના કુલ દેવાના અડસટ્ટા ઉપરથી આખા દેશની જમીન ઉપર સરેરાશ કાઢતાં એકરદીઠ રૂ. ૪૦ કરતાં વધુ દેવું છે એમ નીકળે છે પણ અમારી પ્રત્યક્ષ તપાસમાં તો એકેએક ગામમાં દેવાનો સરેરાશ આંકડો આથી મોટો આવે છે. વેડછી અને કુંભિયામાં જમીનની કિંમતના લગભગ ૬૦ ટકા દેવું છે અને માતરમાં લિંબાશી વિભાગમાં ૭૫ ટકા, નવાગામ વિભાગમાં ૧૨૦ ટકા અને માતર વિભાગમાં ૮૫ ટકા જેટલું દેવું છે. ખેડૂત જ્યાં દેવાનો આવડો મોટો બોજો વીંઢાળતો હોય ત્યાં તેની સ્થિતિ સુધારવાના આપણે ગમે તે ઉપાય બતાવીએ તોપણ તે શું કરે? એ ગમે તેટલી મહેનત કરે પણ આ દેવાના વ્યાજમાં તેની બધી મહેનત તણાઈ જાય. વ્યાજનો દર એટલો ભયંકર છે કે ખેડૂત વ્યાજ ભરતાં ભરતાંજ હાંફી જાય છે. ૧૨ાા થી ૧૮ાા ટકા વ્યાજ તો ઠીક ઠીક ખેડૂતને આપવું પડે છે પણ બીજા ખેડૂતોના તો ૫૦ ટકાય કોણે જોયું અને ૧૦૦ ટકાય કોણે જોયું? શાહુકાર ગમે તેટલું ખેંચી જાય તોપણ તેનું દેવું તો ઉભુંજ રહે. છેવટે શાહુકાર જમીન પડાવી લઈને એજ ખેડૂતને ખેડવા આપે છે અને એ રીતે એને ચૂસે છે. આવી ચૂસની સામે ખેડૂત શી રીતે ટકે? નિરાશ થઈને તે વિચારે છે કે મહેનત કરીશ કે નહિ કરું મારા નસીબમાં તો કશું રહેવાનુંજ નથી. એટલે તેને કામ કરવાનો કશો ઉત્સાહ રહેતો નથી અને ખેતી બગડે છે. આમ દેવાનો પ્રશ્ન વહેતા ઝખમ જેવો છે. સ્વરાજ સિદ્ધ કર્યા પછી પહેલું કામ આ કરવા જેવું છે. તાલુકે તાલુકે અનુભવી કાબેલ અને તટસ્થ માણસોની સમિતિઓ નિમાવી જોઈએ. શાહુકારોના ચોપડા તપાસવાની અને લેવડદેવડની શરૂઆત થઈ હોય ત્યારથી સંશોધન કરવાની

તેમને સત્તા હોય. અને જ્યાં જ્યાં શાહુકારે ખેડૂત પાસેથી પૂરતાં નાણાં લીધાં હોય ત્યાં ત્યાં તેનું દેવું માંડી વાળવાની પણ સત્તા હોય. આપણા હિંદુ ધર્મશાસ્ત્રનો દામદુમટનો કાયદો તો છેજ. મૂળ અવેજ કરતાં બમણાં નાણાં લેણદારને મળી જાય પછી તે વધુ લઈ શકે નહિ અને વ્યાજ ગમે તેટલું ચડયું હોય તોપણ અવેજની બમણી રકમ કરતાં વધુ લેણદારને અપાવવામાં આવે નહિ. આ ન્યાયે બરાબર ચોકસાઈથી અને કાંઈક કડકાઈથી હિસાબ તપાસીને જે રકમ રહે તેના હપ્તા કરી આપવા જોઈએ. શાહુકારોનું ઘણું લેણું આમ માંડી વાળવામાં આવે તોપણ એમ કરવાથી પરિણામે શાહુકારને પણ લાભ થવાનો છે. કારણ જે લેણું રહેશે તે તાજું થશે અને વસૂલ આવશે. શાહુકાર કાગળિયાં ગમે તેટલાં ચીતરે પણ તેથી કાંઈ તેને નાણાં મળી જતાં નથી. શાહુકાર ખેડૂતની જમીન ઉપર દૃષ્ટિ રાખે છે પણ એ તો કુદૃષ્ટિ છે. જમીનનો જે ખેડવૈયો હોય તેનીજ માલકી જમીન ઉપર હોવી જોઈએ. શાહુકારોના હાથમાં ગયેલી જમીનની ખેતીમાં ભાગ્યેજ કશી બરકત આવે છે. કારણ ખેડૂત અને શાહુકાર બન્નેની દાનત બગડેલી હોય છે. સંભાળ વિના જમીન દિનપ્રતિદિન બગડે છે. ખેડુત લાશ થતો જાય છે અને તેની પાસેથી કશું વસૂલ ન આવે એટલે શાહુકાર પણ ઢીલો પડતો જાય છે. ખેડુત જીવે તો જ શાહુકાર પણ જીવી શકે, એટલે અત્યારે ખેડૂતની દેવાદારીને કારણે જે ભયંકર સ્થિતિ ઉત્પન્ન થઈ છે તેનો નિકાલ આણવામાં શાહુકારનું પણ હિત જ રહેલું છે.

એટલે એક વાર દેવાદારીનો નિકાલ કરી જ નાંખવો જોઈએ. તેની સાથે જ ખેડૂત ફરી દેવામાં ન ફસાય તેની તજવીજ કરવાની જરૂર છે. કેટલીકવાર બાપના બારમા પાછળ, દીકરા દીકરીના લગ્ન પાછળ અથવા મોટું ઘર બંધાવવામાં પોતાના ગજાઉપરવટનું ખર્ચ કરીને ખેડૂત પોતાની જાતને જ નહિ પણ પોતાની પછીની એક બે પેઢીને દેવામાં ઉતારી દે છે. સામાજિક પ્રતિષ્ઠા ખાતર કરવામાં આવતાં આવાં ખર્ચોને કેટલાક લેખકો ખેડૂતની દેવાદારીનું મુખ્ય કારણ માને છે, અને જ્યાં સુધી આવાં ખર્ચો બંધ

નહિ થાય ત્યાં સુધી ખેડૂતને દેવામાંથી છોડાવી શકાશે નહિ એમ કહે છે. આના જવાબમાં કેટલાક કહે છે કે મૂળે તો ખેડૂતનું જીવન તદ્દન શુષ્ક અને નીરસ થઈ ગયું છે જ. તેના જીવનમાં આવા આનંદના પ્રસંગો કોઈકવાર આવે છે. તે પણ આપણે ઝૂંટવી લઈએ તો પછી એના જીવનમાં ઉલ્લાસ જેવું શું રહે? આ દલીલ પણ વિચારવા જેવી છે જ. ઉપાય એ છે કે જીવનના અમુક આનંદ પાછળ દેવું કર્યા વિના ખર્ચ કરવાની શક્તિ ખેડૂતમાં આવવી જોઇએ અને તે માટે પ્રયત્ન થવા જોઈએ, પણ અત્યારની કંગાળ હાલતમાં પોતાના ગજા ઉપરાંતનાં ખર્ચ દેવું કરીને ન કરવાની આપણે તેને સલાહ આપવીજ જોઈએ. આનંદ માણવા કે લહાવા લેવા ખાતર દેવું પણ કરી શકાય એવી સલાહ તો ચાર્વાક જેવા જ આપે.

પરંતુ આવાં ખર્ચો જ કાંઈ ખેડૂતોના દેવાનું મુખ્ય કારણ નથી. દેવાનું મુખ્ય કારણ તો પોતાના સાધારણ ખર્ચ જેટલી આવક પણ દર સાલ તેને નથી થતી એ છે. માતર તાલુકાના ઉત્તર તથા મધ્ય એમ બે વિભાગનાં કુલ ૭૫૦ ખેડૂત કુટુંબોના ૧૯૨૯–૩૦ ના આવક ખર્ચના આંકડા અહીં આપીશ. તેમાં ખેતીનાં સાધનોનો ઘસારો ન ગણ્યો, જમીનમહેસુલની રકમ ન ગણી, નહિ ભરાયેલું વ્યાજ ન ગણ્યું, તેમ ખાસ અસાધારણ ખર્ચ અથવા મોટું કાયમી ખર્ચ ન ગણ્યું, કેવળ તેનું ખોરાકી કપડાં વગેરેનું ખર્ચ ગણ્યું તો પણ પરિણામ નીચે પ્રમાણે આવ્યું.

| | | | |
|---|---|---|---|
| રૂ. ૧ થી ૧૦૦ સુધી | તૂટતી રકમ | વાળાં કુટુંબો | ૧૩૯ |
| ,, ૧૦૧ ,, ૩૦૦ ,, | ,, | ,, | ૩૩૪ |
| ,, ૩૦૧ ,, ૫૦૦ ,, | ,, | ,, | ૧૪૫ |
| ,, ૫૦૧ ,, ૧૦૦૦ ,, | ,, | ,, | ૭૪ |
| ,, ૧૦૦૦ ,, ઉપર ,, | ,, | | ૯ |
| | | | ૭૦૧ |
| | બીજાં | | ૪૯ |
| | | | ૭૫૦ |

જેને આવક કરતાં ખર્ચ વધુ નથી થયું એવાં કુટુંબો ૭૫૦ માંથી ૪૯ નીકળ્યાં. પરંતુ એમનું પણ જમીનમહેસૂલ, સાધનોનો ઘસારો વગેરે ગણવામાં આવે તો ભાગ્યે જ એક બે કુટુંબ, વધારો રહેતો હોય એવાં નીકળે. પણ પોતાની આવી સ્થિતિ છે તેનું ચોક્કસ ભાન ખેડૂતને નથી. કારણ તે હિસાબ નથી રાખતો. તે પોતે જ સમજી શકતો નથી કે કયાં તૂટ આવે છે, તો બીજાને તો સમજાવી જ કયાંથી શકે ? આપણા ખેડૂતોને તેમની સ્થિતિ સમજાવવી હોય તો હિસાબ રાખવાની પ્રથા તેમનામાં દાખલ કરવાની ખાસ જરૂર છે. ખેડૂતે હિસાબ કેવી રીતે રાખવો એની બરાબર સમજૂતી સાથે તથા હિસાબ રાખવાના આંકેલા કોઠા સાથે એક નાનું પુસ્તક વિદ્યાપીઠ તરફથી બહાર પડયું છે. પણ એકલા આ પુસ્તકથી કામ નહિ સરે, ઘણા ખેડૂતો તો અભણ હોય છે. ભણેલા હોય તેમને પણ હિસાબ રાખવાની ટેવ ન હોય એટલે એને માટે ઠીકઠીક પ્રચારકામ કરવાની જરૂર છે. જેમને હિસાબ રાખતાં આવડે છે તે પણ કેમ હિસાબ નથી રાખતા તેનો એક દાખલો આપું. બારડોલીમાં મહેસૂલની તપાસ વખતે અમે એક દેસાઈને ત્યાં ઊતરેલા. એ ભાઈ બહુ હોંશિયાર અને અનુભવી હતા. અને અમને તેમણે ઘણી માહિતી પૂરી પાડી હતી. તમે પોતે ત્યારે હિસાબ કેમ નથી રાખતા એ સવાલના જવાબમાં તેમણે કહ્યું કે હું પહેલાં નોકરીમાં હતો, તે છોડીને ખેતીમાં પડયો. પહેલાં બે વરસ તો મેં હિસાબ રાખ્યો. પણ તેમાં તો તૂટતું માલુમ પડયું. એટલે ચિંતા થવા માંડી અને તમારા જેવા આંગણેથી જતા હોય તેને બોલાવતાં પણ વિચાર થવા માંડયો કે મહેમાનગીરીમાં કાંઈક ખર્ચ તો થશેજ એટલે હિસાબ લખવોજ છોડી દીધો. આ ભાઈએ ઉપાય બરાબર ન કર્યો. પણ આ જવાબમાં કેટલી નિરાશા રહેલી છે તે બતાવવા જ આ દાખલો મેં આપ્યો છે.

જમીનમહેસૂલનો બોજો એ પણ દેવાનું એક કારણ છે. ઘણા ખેડૂતોને મહેસૂલની રકમ કરજે કાઢીને ભરવી પડે છે. અને મહેસૂલની વસુલાતની કડકાઈ તો એવી છે કે મહેસૂલના હપ્તાની મુદત

થઈ એટલે પાક વેચાયો હોય કે નહિ, પૈસા ભરવા જ પડે. આવી રીતે ફડકાઈથી મહેસૂલ વસૂલ લેવામાં આવતું હોવાથી હપ્તાના ભરણા વખતે ખેતીની ઉત્પન્નના ભાવ સામાન્ય રીતે દર વર્ષે ખૂબ નીચા થઈ જાય છે અને તેથી ખેડૂતને ઘણું નુકશાન થાય છે. કાયદા પ્રમાણે અમુક આનીથી પાક ઓછો થયો હોય તો મહેસૂલ અડધું મુલતવી રાખવાનું અને અમુક આનીથી ઓછો થયો હોય તો આખું મુલતવી રાખવાનું લખેલું છે; વર્ષો ઉપરાછાપરી ખરાબ આવે તો મહેસૂલ માફ કરવાનું પણ લખેલું છે પણ મહેસૂલની મુલતવી અને માફીના આ નિયમોનો અમલ કેવી બેહુદી રીતે થાય છે તેનો ગુજરાતના ખેડૂતો-ને ઠીક અનુભવ છે, એટલે અહીં વિસ્તાર નહિ કરીએ.

આ આખો વિષય ગ્રામસેવકે બરાબર અભ્યાસ કરવા જેવો છે. મહેસૂલમાં સારી પેઠે ઘટાડો કરવાની મહાસભાએ જે માગણી કરી છે તે યોગ્ય જ છે. કેટલાક પ્રદેશો તો એવી કંગાલ હાલતમાં આવી ગયા છે કે ત્યાં કેટલાંક વરસો સુધી મહેસૂલ માફ કરવાની જરૂર છે.

મહેસૂલની રકમ રોકડમાં લેવાની પ્રથા પણ ખેડૂતની દેવાદારીનું એક કારણ છે. મિ૦ બ્લન્ટ નામના લખકે કહ્યું છે કે, "હું તો માનું છું કે આપણે ચોક્કસ એમ કહી શકીએ કે ખેડુતને જમીન મહેસૂલ રોકડ આપવાની ફરજ પડી તેમાંથી એની દેવાદારીની મૂળ ઉત્પત્તિ થઈ છે." એટલે જો મહેસૂલની રકમ પોતાના કોઇ પણ પાકના રૂપમાં આપવાનો ખેડૂતને વિકલ્પ હોય તો તેને ઘણી રાહત મળે.

જમીન મહેસૂલનો બોજો વધારે પડવાનું બીજું એક કારણ એ છે કે ખેડૂત પાસેથી મહેસૂલની જે રકમ લેવામાં આવે છે તેના બદલામાં તેને વળતર નજીવું જ મળે છે.

સરકારે તેને લશ્કરી રક્ષણ આપ્યું છે અને અદાલતોમાં જઈ ન્યાય મેળવવાની સગવડ કરી આપી છે પણ એને ખેડૂત શું કરે? કહેવામાં આવતા પ્રજાહિતનાં કાર્યોમાંનું કાંઈ જ—સડક, નિશાળ,

---

* ડબ્લ્યુ એસ.બ્લન્ટની ઈન્ડિયા અન્ડરરિપન પા-૨૪૫-૬, અ૦ કુમારપ્પાના રાજ્યનો આવક વરો અને દરિદ્રતા એ પુસ્તકના પા. ૪ માં ઉતારો

પોસ્ટ ઑફિસ, લોકલ બૉર્ડનો કૂવો કશું જ ગામે ન હોય છતાં ગામ હજાર કે પંદરસો રૂપિયા જમીનમહેસૂલ ભરતું હોય એવાં કેટલાંય ગામો જોવામાં આવે છે. આવી સ્થિતિ હોય ત્યાં ખેતીમાં સુધારા માટે ખર્ચ થવાની તો અપેક્ષા જ શી રખાય? આવાં ગામો માટે તો મહેસૂલની રકમ એક દંડ જેવી થઈ પડે છે.

દારૂ જેવા વ્યસનોની બદી પણ ખેડૂતની દેવાદારીનું એક મોટું કારણ છે. આ બદીથી ખેડૂતની જે બરબાદી થાય છે અને વ્યક્તિ-સ્વાતંત્ર્યને નામે સરકાર જે બેહૂદી નીતિ ચલાવી રહી છે તે વિષે કાંઈ કહેવાની જરૂર ન હોય. વળી જેમાંથી પ્રજા પાયમાલ થાય છે એ ધંધામાંથી આ સરકારને આવક કરવી છે. સંપૂર્ણ દારૂનિષેધ એજ સાચો ઉપાય છે. અને તે તત્કાળ કરીને સાચી સ્વરાજ સિદ્ધિમાં આપણે એક મોટો ફાળો આપવાનો છે.

આપણા ખેડૂતે ગોપાલન છોડી દીધું છે તે પણ આપણા ખેડૂતોની દેવાદાર સ્થિતિનું એક કારણ છે. ગાયને સ્થાને ભેંસને દાખલ કરીને આપણે મોટી ભૂલ કરી છે. ગોપાલનમાં બે વસ્તુ સચવાય છે. ગાયનું દૂધ મળે અને વાછરડાના બળદ થાય તે ખેતીના કામમાં આવે. ભેંસનો એક જ ઉપયોગ થઈ શકે છે. તેનું દૂધ મળે છે, પણ પાડાનો કશો ઉપયોગ ન થઈ શકતો હોવાથી તેની હિંસાનું પાપ આપણે વહોરવું પડે છે. ખેડૂતો ગાય રાખે તો બબ્બે વરસે એક બળદ મળે અને ચાર વરસે એક બળદ જોડ થાય એટલે બળદ વેચાતા ન લાવવા પડે. આજે તો ખેડૂતોને બળદની ભારે અછત ભોગવવી પડે છે અને બળદની સારી જોડની કિંમત બસો અને ત્રણસો જેટલી હોઈ દેવું કર્યા વિના ખેડૂત બળદ ખરીદી શકતો નથી. દૂધ માટે ગાય પોસાય નહિ એમ આપણે માનીએ છીએ. પણ હિંદુ-સ્તાન સિવાય બીજે કોઈ ઠેકાણે ભેંસ રાખવામાં નથી આવતી અને કેટલાક દેશોમાં તો ગાયોની એવી કેળવણી કરવામાં આવે છે કે ગાય ટંકે પોણો પોણો મણ દૂધ દે છે. સારા સાંઢ રાખીને આપણે એ જ પેઢીમાં ગાયની ઓલાદ સુધારી શકીએ એમ છીએ. જો કે આજે તો ગાયની

સારી જાતો નિર્વંશ થવા માંડી છે. આ બાબતમાં આપણે વેળાસર ચેતવાની જરૂર છે.

ખેડૂતના દેવાનું પ્રમાણ તથા દેવાદાર સ્થિતિનાં કારણો આપણે વિચારી ગયા. તમામ દેવાનું એક વાર શોધન કરી તેનો બોજો હળવો કરી નાખવામાં આવે અને તેની સાથે ખેડૂત પોતાની ખેતી સુધારવા પ્રયત્ન કરે, ગૃહઉદ્યોગોનો આશ્રય લે અને ગ્રામઉદ્યોગો સજીવન કરે, તથા બુદ્ધિ અને કુશળતાપૂર્વક ગોપાલન કરે, તેની સાથે તેના ઉપરનો જમીનમહેસૂલનો બોજો ઘટે તો ખેડૂતની દેવાદારીના પ્રશ્નનો ઘણે દરજ્જે નિકાલ થઈ જાય. છતાં એને ધીરની જરૂર તો રહેવાનીજ. અને ધીરને માટે સગવડ પણ હોવી જ જોઈએ. ગામડાંમાં આટઆટલી ચૂસ કરતાં છતાં શાહુકારો ટકી શકે છે તેનું એક કારણ તો એ છે કે ધીર એ ખેડૂતની અનિવાર્ય આવશ્યકતા છે. ખેડૂત જાણતો હોય છે કે શાહુકારના હાથમાં એક વાર ફસાઈશ તો મૂઓ પડયો છું, છતાં પાંચ રૂપિયા જોઇતા હોય ત્યારે શાહુકાર સિવાય બીજો આશ્રય તેની આગળ હોતો નથી.

ધીરની સગવડ માટે સહકારી મંડળીઓનો ઉપાય સૂચવવામાં આવે છે. સહકારનો સિદ્ધાન્ત તો બરાબર છે. પણ સહકારી મંડળીઓની કુવ્યવસ્થાને લીધે ગુજરાતમાં સહકારી મંડળીઓ મોટે ભાગે નિષ્ફળ થઈ છે, અને તેનું નામ અકારૂં થઈ પડયું છે. આજે સહકારી ખાતું સરકારના આશ્રિત ખાતા જેવું છે અને સરકારી ખાતાંઓના જેવું તેનું તંત્ર પણ ન્યાયાન્યાયના વિવેક રહિત છે. ખેડૂતની અત્યારે એવી લાચાર દશા છે કે કોઈ પણ જડ તંત્ર તેને મદદ કરી શકે નહિ. તેને તો પોતાની પ્રત્યે સહાનુભૂતિ ધરાવનાર છતાં દઢતાપૂર્વક તેને યોગ્ય માર્ગ બતાવે એવા નિઃસ્પૃહ માર્ગદર્શકની જરૂર છે. એ કામ કોઈ પણ તંત્રથી નહિ થઈ શકે, ગામડે ગામડે સહકારી મંડળીઓ સ્થાપવાને બદલે શાહુકાર વર્ગનેજ સુધારવાનો પ્રયત્ન કરવાની જરૂર છે,

અત્યારના શાહુકારોની ધીરધારની પદ્ધતિમાં દોષો પારવિનાના છે, છતાં તેમના જેવી ઓછી ખર્ચાળ અને વિશેષ કાર્યકુશળ

પદ્ધતિ બીજી દાખલ થઈ શકે એમ નથી. અને શાહુકારોમાં પણ ફેર છે. શાહુકારોમાં પણ બે વર્ગ છે. ખેડૂતને કેવળ નાણાં ધીરનારા તથા તેના ઉપર શરાફી અથવા શાહુકારી વ્યાજ ખાનાર એક વર્ગ છે અને અનાજની તથા બીજી ચીજોની દુકાનદારી કરનાર અને કાંધાંપાંજરાની રીતે ખેડૂતોમાં ધીરધાર કરનાર બીજો વર્ગ છે. જેમ ખેડૂતની સ્થિતિ બગડતી ગઈ અને પોતાનાં નાણાંનું વ્યાજ વસૂલ ન આવવા માંડયું તેમ તેમ પહેલા વર્ગે ખેડૂતને ધીરવાનું બંધ કરવા માંડયું અને ખેડૂત બીજા વર્ગના હાથમાં ફસાતો ગયો. પહેલા વર્ગના શાહુકારોમાં અમુક દરજ્જે ખાનદાની હતી, તેમનો અને ખેડૂતનો સંબંધ બહુ મીઠો હતો. પણ ખેડુતની પાયમાલી થતાં એમની ઉઘરાણી મોટે ભાગે ડૂબી ગઈ અને એ વર્ગ ધીરધારનું કામ કરતો લગભગ બંધ થઈ ગયો છે. પરંતુ બીજા વર્ગના શાહુકારો અથવા કાંધાંપાંજરાં કરનારા ઉપર જો અંકુશ મૂકવામાં આવે તો પહેલા વર્ગને ફરી સજીવન કરી શકાય એમ છે. એમ કરવા માટે બે તરફથી કામ થવાની જરૂર છે. એક ઉપાય એ છે કે કેટલાક પ્રમાણિક માણસો ગામડાંમાં જઈ આ ધંધામાં પડે. તેઓ ગામડામાં દુકાન માંડીને બેસે. પોતાની મહેનત જેટલો નફો લઈ લોકોને સારો અને ચોખ્ખો માલ પૂરો પાડે, ખેડૂતોનો માલ વાજબી આડત લઈ વેચી આપે અને તેમને બી વગેરે સારૂં પુરૂં પાડે. લોકોની અભિરુચી બદલીને ગામડાના ઉદ્યોગોને સજીવન કરવા પ્રયત્ન કરે. તેઓ લોકોથી ખૂબ પરિચિત થઈ ગયા પછી તેમનામાં ધીરધારનું કામ પણ કરે. આવા માણસોને નાણાં ધીરવા માટે બૅન્કો પણ હોય. આ બૅન્કો તરફથી અથવા સ્થાનિક સંસ્થા તરફથી જેમને પરવાના મળે તે શાહુકારોજ ધીરધારનું કામ કરી શકે. જૂનામાંથી જે શાહુકારો સારા હોય તેમને પરવાના આપવામાં આવે. તેમના વ્યાજના દર નક્કી કરવામાં આવે, તેમના ચોપડા તપાસી શકાય. આવી રીતે કેટલાંક બંધનો શાહુકારો ઉપર નાંખી શકાય. બીજી તરફથી ખેડુતને કેળવણી આપી પોતાના હિસાબ રાખવાની ટેવ પાડવામાં આવે. કેવળ પ્રતિષ્ઠા ખાતર તણાઈને જે ખર્ચ તે

કરતો હોય તે ન કરવાની તેને કેળવણી આપવામાં આવે. આમ જેટલી દિશાએથી પ્રયત્ન થઈ શકે તેટલી દિશાએથી પ્રયત્નો કરીને ખેડુતની દેવાદારીનો ઉકેલ આણવાની જરૂર છે.

ખેડૂત જો એક વાર દેવામાંથી મુક્ત થાય તો અત્યારની પરિસ્થિતિમાં તો દેવામાં ફરી પડતો અટકવા માટે મોટામાં મોટો ઉપાય તેની પાસે એ છે કે તે પોતાનો નાણાં વ્યવહાર બને તેટલો ઓછો કરી નાંખે. મહેસૂલ ભરવા માટે તથા વિલાયતી અથવા શહેરોમાં બનેલી તકલાદી વસ્તુઓ ખરીદવા માટે તેને નાણાંની જરૂર પડે છે. એટલે તે પોતાના તથા પોતાના ઢોરના ખોરાકની ખેતીને ભોગે નાણાં ઉપજે એવા પાક પકવે છે. પણ તેમ કરવા જતાં માલ વેચતાં તથા ખરીદતાં બન્નેમાં તે છેતરાય છે અને વધુ આવશ્યક વસ્તુઓને ભોગે ઓછી આવશ્યક વસ્તુઓ પાછળ તેની પાસે આવેલા નાણાં ખરચાય છે. આ વસ્તુનો વિચાર આપણે કરી ગયા છીએ. જેમ મહેસૂલ માટે નાણાં વિના ખેડૂતને ચાલતું જ નથી તેમ ગ્રામઉદ્યોગો નાશ પામ્યા છે તેથી શહેરની ચીજો ખરીદવા માટે પણ નાણાં વિના ખેડૂતને ચાલતું નથી અને નાણાં સરકાર પાસે તથા શહેરના લોકો પાસે છે, તેથી સરકારના તથા શહેરી લોકોના પંજામાં ખેડૂતને સપડાવું પડે છે. 'ત્યારે કરીશું શું?' નામના પુસ્તકમાં પૈસા દ્વારા ગરીબો ઉપર કેવી રીતે દોર ચલાવી શકાય છે, તેમની ભવિષ્ય કાળની મહેનત પણ આજથી કેવી રીતે બાંધી લઈ શકાય છે વગેરે બહુ સચોટ રીતે દર્શાવીને ટૉલ્સ્ટૉયે અર્થશાસ્ત્રનું એક નવીન દર્શન નિર્માણ કર્યું છે. દરેક ગ્રામસેવકને એ પ્રકરણો વાંચી જવાની મારી ભલામણ છે.

આપણાં ગામડાંનો શહેરો સાથે કેવો સંબંધ છે તેનો પણ અહીં સહેજ વિચાર કરી લઈશું. કોઈ પણ ખેતીપ્રધાન દેશમાં ગામડાંની વધારાની વસ્તુઓનો વિનિમય કરવાનું બજાર એ સ્થાન શહેરનું હોય, પણ આજે ગામડાંની વધારાની વસ્તુઓ નહિ પણ અત્યંત જરૂરની એવી વસ્તુઓ ત્યાંથી ખેંચી લાવી, એ ગામડાંમાં તકલાદી અને લોકોને ઓછી ઉપયોગી એવી વસ્તુઓ દાખલ કરવાનું કામ શહેરો કરી રહ્યાં છે. અને આ કામ કરવામાં પણ આપણા

દેશનાં શહેરો તો પરદેશનાં મોટાં શહેરોનાં આડાતિયાં માત્ર છે. આ સ્થિતિ અતિશય ભયંકર તો છે જ. પરંતુ એથી વિશેષ ભયંકર તો એ છે કે ગામડાંના તમામ લોકોની નજર શહેર તરફ છે. ગામડાંના શુદ્ધ અને સરળ જીવન વિષે કેટલાક કવિઓએ કાવ્યો લખ્યાં છે પણ આજે ત્યાંનું જીવન અતિશય કંગાલ અને નિરાશામય છે, ગામડિયો હતાશ થઈ ગયો છે. શહેરના લોકોને પ્રમાણમાં ઓછી મહેનતે મઝા કરતા જોઈને તેની દૃષ્ટિ શહેર તરફ વળી છે. જેનાથી બની શકે તે તો શહેરમાં જઈને વસેજ છે. પણ જેઓ શહેરમાં નથી જતા તેઓ પણ ત્યા જવાનું તેમને નથી ગમતું એટલા માટે નથી જતા એમ નથી પણ ત્યાં જઈ શક્તા નથી માટે નથી જતા. એટલે આકર્ષણ બધું શહેર તરફ છે. ગામડામાં રહીને પણ ખેડૂત બને તેટલી શહેરની નકલ કરવા જાય છે, આમ ગામડાંમાંથી ધન તો શહેર તરફ ધસડાય છે જ, પણ ગામડાંમાંથી હોશિયાર માણસો પણ શહેરમાં જઈને વસે છે, એટલે બુદ્ધિ પણ શહેર તરફ જ ધસડાય છે.

આનો ઉપાય એક જ છે કે ગ્રામજીવન સમૃદ્ધ, રસમય અને ઉલ્લાસવાળું થવું જોઈએ. બધા માણસો ગામડાં છોડીને શહેરમાં આવી શકવાના જ નથી, એટલે આજે હિંદુસ્તાનની વસ્તીનો મોટો ભાગ ગામડામાં છે ને ત્યાં સંતોષપૂર્વક રહે એમ થવું જોઈએ. આર્થિક બાબતમાં ગામડાં લૂંટાય છે તે ઉપરાંત અસંતોષનું એક મોટું કારણ એ છે કે આજે જે આવે છે તે ગામડાં ઉપર સવાર થતો આવે છે. આપણા દેશમાં ઘણા જૂના કાળથી પોતાના ગ્રામપંચાયતના બંધારણને લીધે ગામડાં સ્વરાજ્ય ભોગવતાં. દેશમાં અનેક પરદેશીઓનાં આક્રમણો આવ્યાં, મોટાં સામ્રાજ્યો સ્થપાયાં અને નામશેષ થઈ ગયાં, તો પણ ગામડાંએ પોતાની વ્યવસ્થા પોતાના હાથમાં રાખી હતી. દિલ્હીની ગાદીએ ગમે તે રાજા બેસે તેથી ગામડાંની સામાજિક, આર્થિક કે બીજી વ્યવસ્થામાં કશો ફેર પડતો નહિ. પરંતુ આજે ગામડાંના હાથમાં પોતાની કશી વ્યવસ્થા રહી નથી. દરેકે દરેક કામ સરકારે હાથમાં લઈ લીધું છે એટલે કાંઈ પણ

કરવું હોય તો આપણે સરકારને અરજી જ કરવી જોઈએ એવું લોકોને લાગે છે. જૂની ગ્રામપંચાયતોનો નાશ કરી નાંખ્યા પછી હવે સરકાર ગ્રામપંચાયતો અને તાલુકા તથા જીલ્લા લોકલ બોર્ડો દ્વારા સ્થાનિક સ્વરાજ સ્થાપવાનો પ્રયત્ન કરે છે. પણ એ સંસ્થાઓ નામની છે. તેમના હાથમાં કશી મહત્ત્વની સત્તા નથી. લોકોને તે પોતાની નથી લાગતી અને પૈસાની બાબતમાં તો એ સંસ્થાઓ હમેશાં તાણ જ વેઠતી હોય છે. કોઈપણ પ્રજા પોતાનાં બધાં કામની વ્યવસ્થા પોતે ન કરે અને પોતાનો ન્યાય પોતે ન ચૂકવે ત્યાં સુધી તેનો બરાબર વિકાસ ન થાય. એટલે ગામની ઉપજનો મોટો ભાગ ગામનાં કાર્યો માટે ખર્ચાવા માટે રહે અને તેની વ્યવસ્થા ગામના લોકોના હાથમાં જ હોય; ગામની નાણાંવ્યવસ્થા અને ન્યાયવ્યવસ્થા ગામ લોકોના હાથમાંજ હોય તો તેમને કામમાં રસ પડે અને લોકો અસ્મિતા અનુભવે. પોતાની વ્યવસ્થા ગામડાંને સોંપવામાં આવશે તો તેઓ અત્યાર કરતાં ખરાબ રીતે કરશે એમ માનવાને કશું કારણ નથી. ઉલટું ગામના લોકો મારફત ગામનાં બધાં કામો ઓછી ખર્ચાળ રીતે અને વધારે સારી રીતે થશે. ન્યાયનો દાખલો લો. અજાણ્યા ન્યાયાધીશ આગળ અદાલતમાં પ્રસંગવશાત ખોટો કેસ લઈ જતાં પણ માણસ શરમાતો નથી કે ડરતો નથી પણ ગામનું પંચ તો ગામના બધા માણસોની આગલી પાછલી હકીકતથી વાકેફ હોય તો કશું ખોટું ત્યાં ચાલે જ નહિ. જે દિવસે ગામના લોકો પોતાની ન્યાયવ્યવસ્થા પોતાના હાથમાં લેશે તે દિવસે સ્વરાજ સિદ્ધ જ થયેલું છે. એજ પ્રમાણે ગામની ચોકી, ગામના કૂવા, તળાવ, ધર્મ-શાળા, રસ્તા વગેરેની વ્યવસ્થા, ગામના આરોગ્ય અને સ્વચ્છતાની વ્યવસ્થા, ગામનાં બાળકો તથા બાળાઓની કેળવણી એ બધું ગામના લોકોના હાથમાં આવવું જોઈએ.

અને ગામના પંચમાં ગામના ચાર કર્તાકારવતા જોહુકમી ચલાવે તેમ ન હોવું જોઈએ; પણ ગામના દરેકે દરેક માણસનો—વસવાયાં, તથા અત્યંજોનો પણ તેમાં અવાજ હોવો જોઈએ. આવી રીતની ગ્રામપંચાયતોનો આપણે પુનરુદ્ધાર કરીએ તોજ આપણે સાચું

પ્રજાસત્તાક રાજ્ય સ્થાપી શકીશું, અને ભોગવી શકીશું

આમ ગામડાંના પ્રશ્નો આપણે જોઇ ગયા, હું તેની બધી વિગતોમાં નથી ઊતરી શકયો. પ્રશ્નોનુ સૂચન જ કર્યું છે. આ ઉપરાંત પણ અનેક પ્રશ્નો રહી જાય છે. પણ મહત્ત્વના પ્રશ્નોનો નામ નિર્દેશ કર્યો છે. આ પ્રશ્નોના નિકાલ લાવવાનું વિશાળ ક્ષેત્ર આપણી સામે પડયું છે. ગામડાના કામમાંથી આપણે માથું ઉંચું ન કરી શકીએ એટલું કામ આપણી આગળ છે. આપણી સાચી સ્વરાજસિદ્ધિ ગામડાંને મધ્યમાં રાખીને આખી પુનર્ઘટના કરવામાં રહેલી છે.

# આપણું કર્તવ્ય

( અધ્યાપક કુમારપ્પા )

મહાસભાની બેઠકોમાં આખા હિંદુસ્થાનના નેતાઓ એકઠા થાય છે અને આવા નેતાઓની હાજરીનો લાભ લઇ સામાન્ય રીતે જુદા જુદા મંડળો સભાઓ ભરી લે છે. ધાર્મિક અને સામાજિક મંડળોએ તથા જાહેર તથા રાજકીય સંસ્થાઓએ પોતાની સભાઓ ભરી, પણ સૌથી અસાધારણ વસ્તુ તો એ છે કે ગ્રામજીવન સાથે સંકળાયેલા પ્રશ્નોનો વિચાર કરવા ગામડાંના કાર્યકર્તાઓની એકે પરિષદ કદી ભરાઈ નથી. ગામડાં બાદ કરીએ તો હિંદ છેજ ક્યાં? ૮૭ ટકા ઉપરાંત વસ્તી ગામડામાં વસે છે અને ૭૩ ટકા ઉપર વસ્તી ખેતી ઉપર નિર્વાહ કરે છે. પરિસ્થિતિ આમ છે. એટલે ગુજ-રાતના કાર્યકર્તાઓની પરિષદમાં હાજર રહેવાનો પ્રસંગ મળ્યો તેથી હું ઘણો ખુશ થયો છું. અન્ય મહાશયોએ આપની આગળ ગામડા-ના કામની આદર્શ અને રચનાત્મક બાજુ રજુ કરી છે. હું ફક્ત ગ્રામજીવનની આર્થિક વસ્તુસ્થિતિ વિષેજ બોલવા ધારું છું. કમભાગ્યે આપણા ઘણા કાર્યકર્તાઓને આ મુદ્દા ઉપર વધુ માહિતી મળી શકતી નથી. આપણા દેશનાં ગામડાંની સ્થિતિના અભ્યાસ તરફ હમણાંજ આપણું ધ્યાન વળ્યું છે. ઘણી ચોપડીઓમાંથી આપણને

જે હકીકત મળે છે તે સરકારી રિપોર્ટમાંથી ટાંકી લીધેલી હોય છે અને સરકારી રિપોર્ટમાં આવી હકીકતો પોતાના રાજકીય વહી-વટનો બચાવ કરવા અને ખેડૂતના ઉદ્ધારક તરીકેનો દાવો કરવા મૂકવામાં આવેલી હોય છે.

ગ્રીસની સંસ્કૃતિનું મધ્યબિંદુ શહેર હતું. એની અસર આપણને 'પૉલિટિક્સ' શબ્દમાં પણ જણાય છે. ગ્રીક અને રોમન સંસ્કૃતિથી રંગાયેલાં પશ્ચિમનાં રાષ્ટ્રોનો શહેરો તરફ પક્ષપાત હોય છે. એથી ઊલટું, હિંદુસ્તાનની આખી સંસ્કૃતિનો પાયો ગામડાં છે. પ્રાચીન હિંદમાં સામાજિક, આર્થિક અને રાજકીય સંસ્થાઓના ઘટક આપણાં ગામડાં હતાં. જ્યાંજ્યાં ગામડાંનું જીવન આપણને હજી પણ મજબૂત લાગે છે ત્યાંત્યાં લોકો પ્રાણવાન અને તેજસ્વી માલમ પડે છે. અંગ્રેજોના આગમનની સાથે સામાજિક જીવનનું મધ્યબિંદુ શહેરો તરફ ફેરવાયું. અમુક હદની અંદર આવો ફેરફાર પથ્ય નીવડ્યો હોત, પણ કમભાગ્યે ગ્રેટબ્રિટનના ઔદ્યોગિક શહેરોના સતત દબાણને લીધે આ ફેરફારની ખૂબજ હિમાયત કરવામાં આવી. જો આ દબાણની અસર આપણાં શહેરો પૂરતીજ રહી હોત તો તો ગ્રામસંસ્કૃતિ તરફના વધુ પડતા ઝોકને જરૂરી સમતોલપણું આપવામાં તે મદદરૂપ થાત. સાધારણ રીતે સુસ્થિત રાષ્ટ્રમાં શહેરનું કાર્ય ગામડાંની પેદાશની વહેંચણી કરવાનું હોય છે, અને એ રીતે શહેરો ગ્રામજીવનના પૂરક છે. પણ હિંદુસ્તાનમાં તો એમ બન્યું છે કે દિલ્હી, કલકત્તા, મુંબઇ, મદ્રાસ અને બીજાં શહેરો એ દેશની અંદર-ની પેદાશનાં બજારો નથી થયાં, પણ મૅન્ચેસ્ટર અને બીજાં બ્રિટિશ શહેરો પોતાની લાગવગ વાપરીને હિંદુસ્તાનનાં ગામડાંનાં બજાર બન્યાં છે. બર્મિંગહામ, શેફિલ્ડ અને બીજાં ઔદ્યોગિક શહેરોમાં બનેલો માલ આપણા ગામડાંમાં વેચાય છે. આપણા શહેરો તો માત્ર તેમાં દલાલીનુંજ કામ કરે છે. આર્થિક ચક્રોની આવી વિચિત્ર ગોઠવણને લીધે હિંદુસ્તાનનું ગાડું બરાબર ચાલતું નથી અને પરિણામે ચોમેર ગરીબાઇ અને દુઃખ ફેલાય છે. અલબત્ત, થોડા સૈકા પૂર્વે હિંદુસ્તાનને કંઇક સુધારાની જરૂર તો હતી જ. અને

અંગ્રેજોનું આગમન ઈશ્વરપ્રેરીત નિવડ્યું હોત. પણ ઇસ્ટઇંડિયા કંપનીના સાહસખોર માણસોએ વસ્તુસ્થિતિનો અયોગ્ય લાભ લઈને તેને એવો વેગ આપ્યો કે તેને લીધે આપણી બધી વ્યવસ્થા ઊંધી વળી ગઈ છે. અને આજે આપણે શહેરીપણાના અતિરેકથી પિડાઈએ છીએ.

છેલ્લાં ૨૫ વર્ષમાં દેશમાં ઉત્પન્ન થતા પાકની જાતમાં જે ચોખ્ખો ફેરફાર થયો છે તે જાણવા જેવો છે. ધાન્ય અને બીજી ગૃહોપયોગી જરૂરિયાતોની ખેતીને બદલે ધીમે ધીમે વેપારી પાકની ખેતી વધતી જાય છે. આપણાં ગામડાંની આર્થિક વ્યવસ્થા તોડી પાડવામાં આ ફેરફારે મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. પોતાની જરૂરિયાતો માટે ઉત્પન્ન કરવાને બદલે આપણા ખેડૂતો પરસ્પર સ્પર્ધા કરતાં આંતરરાષ્ટ્રિય બજારમાં પોતાનો માલ મોકલવા લાગ્યા છે. આવાં બજારોમાં ભાવની ચડઊતરનાં જે તોફાનો વખતો વખત ધૂધવે છે એ તોફાનોમાંથી પસાર થવા માટે જે કેળવણી અને તાલીમ જોઈએ તે આપણા ખેડૂતોમાં નહિ હોવાથી ધન હરનારા ધૂર્ત પરદેશીઓના સહેલાઈથી તેઓ ભોગ થઈ પડે છે. પરિણામે કુટુંબના પોષણ માટે જોઈતું અનાજ પોતાની પાસે હોવાને બદલે તેમના હાથમાં થોડાં નાણાં જોવામાં આવે છે જેની કિંમત સરકારની હુંડિયામણની કરામતથી વિશેષ ઓછી થયેલી છે. આપણા ખેડૂતો વસ્તુવિનિમયની પદ્ધતિને વધુ ટેવાયેલા છે. આપણા કારીગરોને પણ હજુ દાણા આપવામાં આવે છે. સોનાનો ચળકાટ આંજી નાખે છે પણ પરિણામે ખેડૂતો નીચોવાય છે. સટ્ટો એ આંતર-રાષ્ટ્રીય વેપારનું અંગ થઇ પડ્યું છે અને તેની સામે ખેડૂતને ચેતવવો એ આપણી ફરજ છે. સામુદાયિક ખરીદ અને વેચાણ કરવાની પ્રથા દાખલ કરવામાં આવે તો ઘણો લાભ થાય.

આપણે હમણાં જ જોઈ ગયા કે શહેરો ઉપર વધારે પડતું ધ્યાન અપાય છે અને આ વસ્તુ આપણે સરકારી ખર્ચોમાં પણ સારી રીતે જોઈ શકીએ છીએ. દાખલા તરીકે શ્રી. મુખત્યારે આટ ગામમાં તપાસ કરી શોધી કાઢ્યું છે કે ગામ નીચેની રકમ સરકારને ભરે છે.

| | | |
|---|---|---|
| જમીન મહેસૂલ | રૂા. | ૮૭૮૬ |
| આબકારી મહેસૂલ | „ | ૯૪૨૯ |
| આવક વેરો | „ | ૫૬ |
| | કુલ | ૧૮૨૭૧ |

જ્યારે બદલા તરીકે તેને નીચેની રકમ મળે છે.

| | રૂા. પગાર |
|---|---|
| પોલીસ પટેલ અને તલાટી તથા રાવણીયા | ૬૨૪ |
| નિશાળ ખર્ચ | ૧૪૩૨ |
| કુલ | ૨૦૫૬ |

આ ઉપરથી માલૂમ પડશે કે સરકાર સીધી રીતે ૧૮ હજાર રૂપિયા મહેસૂલ તરીકે આઠ ગામમાંથી લે છે, જ્યારે ગામને માટે તે લગભગ બે હજાર ખર્ચે છે. એટલે કે ગામ જે મહેસૂલ ભરે છે તેના ૮૮ ટકાનો લાભ તેને મળતો નથી. એટલે સામાન્ય રીતે આપણે કહી શકીએ કે ગામડાં જે મહેસૂલ ભરે છે તેનો લગભગ ૮૫ ટકા લાભ સરકાર પાસેથી પાછો મળતો નથી. અહીં હાજર રહેલા તમારામાંનો એવો કોણ હશે જે પંદર રૂપિયાનો માલ ૧૦૦ રૂપિયામાં કંઈ પણ ફરિયાદ કર્યા વિના કોઈ દુકાનદારને ત્યાંથી લઈ આવશે? પણ આવું તો કેટલાંયે વર્ષથી આપણા ગામડામાં બનતું આવ્યું છે. મહેસૂલના ૮૫ ટકા ગામને કદી પણ પાછા નથી મળતા. એનો શું ઉપયોગ થાય છે એમ તમે પૂછશો. આ પૈસા પરદેશી રાજ્યવ્યવસ્થાપકોને ભારે પગાર આપવામાં, શાહી લશ્કર નિભાવવામાં, અને નવું દિલ્હિ બાંધવા જેવા ઉડાઉ ખર્ચોમાં વેડફી નાંખવામાં આવે છે. શહેરો તરફ જે વધારે પડતું લક્ષ આપવામાં આવે છે તેને માટે દરેક વખતે સરકાર જ દોષપાત્ર હોય છે એમ નથી. સરકારી ખર્ચો પાછળ રહેલા હેતુઓ અને તેની અસરો આપણા પોતાના જ લોકો બરાબર રીતે સમજી શકતા નથી. આ મુદ્દો વધારે સ્પષ્ટ કરવા આ મકાનની સામે સાબરમતી ઉપર પૂલ બાંધવાની જે યોજના છે તેનો દાખલો આપીશ. આ પૂલના ખર્ચ માટે સરકાર પાસેથી

અમુક લાખ રૂપિયાની મદદ સારુ અમદાવાદની મ્યુનિસિપાલિટી પોકાર કરી કહી છે. સરકાર આ ગ્રાંટ આપે એનો અર્થ શો થાય? સરકારને આ પૈસા ક્યાંકથી તો લાવવા જ પડશે. પૈસા કંઈ તેમના વાડામાં પાકતા નથી. મુંબઇ અને કલકત્તા જેવાં શહેરો આને માટે પૈસા આપવાનાં નથી. એટલે આખા દેશ પાસેથી કરના રૂપમાં ઉઘરાવેલી રકમમાંથી થોડા લાખ પડાવવા એ જ એનો અર્થ થયો, અથવા તો સરકારને પોતાની આંટ ઉપર લોન ઉઘરાવવા વિનંતી કરવી એવો એનો અર્થ થયો. તેનું વ્યાજ પણ સરકારની આવકમાંથી અપાવાનું હોઈ દેશના ઉપરજ પડવાનું. સાદી ભાષામાં કહીએ તો અમદાવાદ કે જે હિંદુસ્થાનના ધનવાન શહેરોમાંનું એક છે તે ગરીબ ખેડૂતોના ગજવામાંથી અમુક લાખ રૂપિયાની ગ્રાંટ પૂલ બાંધવા માટે માંગે છે અને તે પૂલ મોટે ભાગે સારી સ્થિતિના શહેરીઓના ઉપયોગમાં આવવાનો છે. હું જાણું છું કે આ અજાણતાં અને તેમાંથી ફલિત થતાં પરિણામોનો વિચાર કર્યા વિના કરવામાં આવેલું છે. અમદાવાદને વાસ્તે યોગ્ય વસ્તુ તો એ જણાય છે કે તેણે પોતાનો ભાર પોતેજ ઉપાડી લેવો જોઈએ. મ્યુનિસિપાલિટી બૉન્ડસ કાઢીને પૈસા ઉઘરાવી શકે, અને તેનું વ્યાજ પૂલ વાપરનારાઓ પાસેથી ટોલ લઈને ભરી શકાય. અને મૂડી મ્યુનિસિપાલિટીની આવકમાંથી સિન્કિંગ ફંડ કરીને પાછી આપી શકાય. જો અમદાવાદ જેવું પૈસાદાર અને આગળ પડતું શહેર સરકારની મદદ સિવાય પગભર ન થઈ શકે તો સ્વરાજ માટે દાવો કરવો એ ખરેખર અકાળે છે. પ્રાચીન હિંદના આપણા ગામનેતાઓ ગામમાં કંઈક વસ્તુ કરવી હોય તેને માટે સરકારને અરજ કરવા નહોતા પહોંચી જતા. દાનશૂર અને ધનિક માણસો પોતાના પાડોશીઓની જરૂરિયાતો પૂરી કરતા. આપણા પૂર્વજોમાં હતાં તેવાં સ્વમાન અને જાહેર જીવનનો જુસ્સો ખોઈ બેસવા જેટલા અધમ આપણા લોકો આજે થયા છે એમ હશે શું? અહીં હું જણાવવાની રજા લઉં છું કે અસહકારની ચળવળને વારંવાર નિષેધાત્મક કાર્યક્રમ તરીકે ઉતારી પાડવામાં આવે છે. પણ તે તો કોઈપણ નેતાએ નહિ

શોધેલો એવો રચનાત્મક કાર્યક્રમ છે. એ સ્વીકારવો એટલે પૂરેપૂરા સ્વાવલંબી થવું.

અસહકારે આપણા લોકોમાં આત્મવિશ્વાસ ઉત્પન્ન કર્યો છે, સરકારની મદદ સિવાય ચલાવી શકાય શકાય એ વિચારનો ફેલાવો કર્યો છે. અને સ્વરાજ્ય મેળવવા ઇચ્છતી પ્રજાને માટે સૌથી અગત્યના એવા સ્વાશ્રયના સિદ્ધાંતની પ્રેરણા કરી છે.

શહેરો સરકાર પાસેથી સતત માગણીઓ કર્યા કરે છે તેથી ગામડાં તરફ દુર્લક્ષ રહ્યું છે. કેળવણી જેવાં દેશને પોષક એવાં ખર્ચો પણ શહેરોમાં જ કરવામાં આવે છે. હાઇસ્કુલો અને કૉલેજોની અત્યંત ખર્ચાળ એવી ઉચ્ચ કેળવણી પ્રાથમિક કેળવણીને ભોગે જ આપવામાં આવે છે. ગામડાંની સેવા કરવાની જેમણે દીક્ષા લીધી છે તેમનું કર્તવ્ય છે કે હંમેશાં જાગ્રત રહીને ગામડાંનાં હિત ઉત્સાહ-પૂર્વક સાચવવાં. અત્યાર સુધી આપણે ગામડાંના હક તરફ તદ્દન બેદરકાર રહ્યા છીએ. જો આપણે સ્વાતંત્ર હિંદુસ્તાનનો વિચાર કરીએ તો લોકોને પોતાના કાર્યમાં બુદ્ધિપૂર્વક ભાગ લેવાની કેળવણી આપવી જોઈએ. એના વિના ખરું સ્વરાજ નહિ મળે, પણ બ્રિટિશ શાહીવાદને બદલે હિંદી શહેરી લૂંટારાઓનું રાજ થશે.

ગ્રામ સંસ્થાઓ ઉપર લખાયેલાં પુસ્તકોમાં ગામડાંનું જે જોમવાળું જીવન આલેખાયેલું છે એ ભૂતકાળની વસ્તુ થઈ પડી છે. વિચારશક્તિની કેળવણી વગર આપણા ગામડાંના આગેવાનો સંસ્કૃતિની દૃષ્ટિએ ઊતરતા થયા છે અને પોતાનો સ્વાર્થ પણ જોઈ શકતા નથી. આપણે જડ થઈ ગયા છીએ અને પ્રગતિકાળમાં મેળવેલો વેગ આપણી સંસ્થાઓમાંથી ઓછો થતો જાય છે. ગ્રામ સેવકોની ફરજ છે કે તેમણે એક એવું બળ ઉત્પન્ન કરી તેમનામાં સોંસરું ઉતારી દેવું કે જેથી સ્વરાજની અંદર નવા હિંદના રાષ્ટ્રીય જીવનમાં નવચેતન રેડાય. આપણાં ગામડાંઓ પોતાના સ્વરાજ માટે પ્રખ્યાત હતાં. ગ્રામનેતાઓ જલદીથી ન્યાયનો ચૂકાદો આપવા માટે, કજીયા પતાવવા માટે અને સામાજીક જરૂરિયાતો પૂરી પાડવા માટે પ્રખ્યાત હતા. જો હિંદુસ્તાન બધા દેશોમાં અગ્રસ્થાન ભોગવે એમ આપણે

ઇચ્છતા હોઈએ તો આપણાં ગામડાંએ તેમનો ફાળો આ બાબતમાં આપવો જોઈએ. સૈકાઓના ગતિહીન જીવન દરમિયાન આપણા ગ્રામનેતાઓ આત્મવિશ્વાસ ખોઈ બેઠા છે. અને પોતાની જરૂરિયાતો પૂરી પાડવા માટે બહારની મદદ ઉપર આધાર રાખતા થઈ ગયા છે. જ્યારે કોઈ સંસ્થા સ્વાશ્રયી મટી જાય છે અને પોતાના પ્રશ્નોનો ઉકેલ આણવાને અશક્ત બને છે ત્યારે તે મરવા માંડે છે. હિંદુસ્તાનનાં ગામડાં આવી દયામણી સ્થિતિમાં છે. હિંદની સંસ્કૃતિના આ કેન્દ્રમાં આત્મવિશ્વાસ અને સ્વમાન ઉપજાવવાની ગ્રામસેવકો પાસે આશા રાખવામાં આવે છે. આપણા ખેડૂતોની આ શિથિલતા એ પોતાનાં અગત્યનાં કાર્યોમાં પણ રસ નથી લેતા તે ઉપરથી જણાઈ આવે છે. દાખલા તરીકે, અત્યાર સુધી જમીનમહેસૂલ કંઈ પણ વિરોધ સિવાય તેઓ આપતા આવ્યા છે, જોકે ખેડૂતો આ મહેસુલનો બોજો સમજે તો છે પણ અન્યાય સામે બંડ ઉઠાવવાની તાકાત એમનામાં નથી. હું થોડાક દાખલા આપું છું એ ઉપરથી તમને જમીનમહેસૂલ કેટલું અજુગતું છે તેનો ખ્યાલ આવશે. માતર ગામમાં અમે જમીન વેચાણના ૨૫૭ દાખલા તપાસ્યા. એકરની સરેરાશ કિંમત ૧૧૦ રૂ. છે; અને એકર દીઠ મહેસૂલ રૂ. ૪–૪–૦ છે. આનો અર્થ એ થયો કે ખેડૂતે મહેસૂલ પેટે પોતાની મિલકતના ૩–૯ ટકા ભરવા. ત્રાજ ગામમાં અમે જમીનમહેસૂલના દાખલા તપાસ્યા. એકરની સરેરાશ કિંમત ૮૩ રૂ. છે અને એકર દીઠ મહેસૂલ રૂ. ૩–૮–૦ છે. એટલે મિલકતના ૪.૨ ટકા મહેસૂલ થયું. આ દાખલા કંઈ અપવાદરૂપ નથી. એવા દાખલા તો પીંગલજ અને પાણસોલીમાં મળે છે કે જ્યાં જમીનની કિંમતના ૩૩.૨ ટકા અને ૨૭ ટકા મહેસૂલ થાય છે. આનો અર્થ એ થયો કે માતરમાં જે માણસ રૂ. ૧૦૦) ની મૂડી રોકે અને આશરે રૂ ૬ વ્યાજ તરીકે મેળવે તે મહેસૂલ પેટે રૂ. ૪ સરકારને ભરે. આ ૬૬ ટકાનો અથવા રૂપિયામાંથી ૦–૧૦–૬ આવકવેરો થયો. જ્યારે પીંગલજ અને પાણસોલીમાં આવક કરતાં કેટલુંયે વધારે સરકારને ભરી દેવાનું હોય છે. એટલે કે મિલકતના ત્રીજા ભાગનો મૂડીવેરો એના ઉપર

પડચો. જે ખેડૂતો દર વર્ષે આ જુલ્મી મહેસૂલ ભરતા આવ્યા છે તેમનામાં કંઈ બુદ્ધિ રહી છે એમ કહી શકીએ? અથવા હિંમત અને માણસાઈના અભાવે ગમે તે ભોગે શાન્તિ મેળવવાનું તેઓ પસંદ કરતા હશે! જો આપણે ગામડાંના કુશળ કાર્યકર્તા થવા માગતા હોઈએ તો આપણે આ પ્રશ્નોનો અભ્યાસ કરવો જ પડશે. અને હકીકતોની માહિતી મેળવીને પ્રજા પ્રાથમિક હકો સંપાદન કરવા માટેની કેળવણી આપવી પડશે.

આ જુલ્મી મહેસૂલ ભરવા માટે ખેડૂતને ઘણી વખત દેવું કરવું પડે છે. કર હંમેશાં લોકોની આવકમાંથી લેવાવો જોઈએ, નહિ કે મૂડીમાંથી. અમે માતર તાલુકામાં ૧૨૦૦ કુટુંબો તપાસ્યાં તેમાંથી ત્રીજા ભાગ ઉપરાંતને મહેસૂલ ભરવા માટે દેવું કરવું પડેલું. ઘણા સરકારી રિપોર્ટોમાં પોતાની જવાબદારી ઢાંકવા માટે આછો ધૂમ્રપટ નાંખવામાં આવે છે. અને લગ્ન જેવા સમાજિક ખર્ચોને ખેડૂતના દેવાનું કારણ બતાવવામાં આવે છે. માણસ એ સામાજિક પ્રાણી છે. તેને પોતાની જાતના માણસો સાથે સામાજિક સંબંધો બાંધવાની સાહજિક વાસના હોય છે. કોઈ પણ જાતના ઉલ્લાસ વગર મજૂરી કરવાથી માણસ મૂઢ થઈ જાય છે. કોઈ પણ ધંધો એવો હોવો જોઈએ કે જેથી જીવન ટકાવવા ખોરાક, કપડાં અને રહેવાનું મળે એટલું જ નહિ, પણ બાળકોની કેળવણી માટે, આનંદ માટે અને સામાજિક સંબંધો માટે પણ કાંઈક સાધન મળી રહે. પશ્ચિમમાં રેડિયો અને મોટર જેવી વસ્તુઓને પણ જરૂરિયાતોના મથાળા નીચે મૂકવામાં આવે છે, પણ આપણા દેશમાં આખી જીંદગીમાં સીનેમા પણ જોવાનો અવસર ભાગ્યે જ પ્રાપ્ત થાય છે, અથવા વર્ષમાં એકાદ મેળો જોવા મળે અથવા તો લગ્ન પ્રસંગે સગાં સંબંધીઓને જમાડવાનું હોય એવાં ખર્ચો ખેડૂતને માટે મોજશોખ તરીકે ગણવામાં આવે છે. ગામડાનું જીવન એ પૂરતું શુષ્ક છે જ! અને આ એક સરખું જીવન દૂર કરવાને કોઈક વખત ઉત્સવ ઉજવવામાં આવે છે. આપણી પરોપકારી સરકાર ખેડૂતોને આટલી છૂટ આપતાં પણ કચવાય છે. ખેડૂતોને આ જરૂરી સમાજિક

ખર્ચો કરવા માટે દેવું કરવું પડે એનો અર્થ તો એ થાય કે તેમનો ધંધો જીવનની જરૂરિયાતો પૂરી પાડવા માટે પૂરતું સાધન આપી શકે એવો નથી.

આવકના પ્રમાણમાં ખર્ચનું ધોરણ વધારેપડતું છે. એનું કારણ એ છે કે એ ધોરણ ખેડુતો સારી સ્થિતિમાં હતા અને તેમના વખતનો પૂરેપૂરો ઉપયોગ થતો હતો ત્યારે નક્કી કરવામાં આવ્યું હતું. ખેડૂતના વાર્ષિક હિસાબમાં સામાજિક ખર્ચો હંમેશાં જોવામાં આવે છે. સામાજિક ખર્ચનું ધોરણ ટકાવી રાખવા પોતાની જરૂરિયાતો જતી કરવા માણસ તૈયાર થાય છે. આ સામાજિક વાસના આખી દુનિયામાં જોવામાં આવે છે. એ માનવ સ્વભાવ છે. એને વાઇસરોયના ફતવાથી પણ ફેરવી ન શકાય. સામાજિક ખર્ચના આ દેખાતા ઉડાઉપણા માટે મને એકજ ઉપાય જડે છે. ખેડૂતોની પેદાશ વધારવાનાં સાધનો અને રસ્તા ખોળી કાઢવા, નહિ કે આ ગરીબ લોકોના આનંદવિનોદનું એકજ સાધન છે તેને ઓછું કરવું. આની ગેરસમજ ન થાઓ. હું ઉડાઉપણાની તરફેણ નથી કરતો, પણ હું ફક્ત એટલુંજ બતાવવા ઇચ્છું છું કે ખેડૂતના દેવાનું કારણ સામાજિક ખર્ચો નથી પણ તેની આવકનો ઘટાડો છે. ખેડૂતોના જીવનનું ધોરણ ઘટાડવાની સલાહ આપતા મેં ઘણા ગ્રામ કાર્યકર્તાઓને સાંભળ્યા છે. અમુક હદમાં આ શિખામણ પથ્ય નીવડે. કપડા પ્રમાણે કોટ વેતરવો જોઈએ. પણ જ્યારે કપડું એટલું નાનું હોય કે કોટ બનેજ નહિ ત્યારે આપણી પહેલી ફરજ કપડું મેળવવાની થઈ પડે છે. મારા અનૂભવ પ્રમાણે ખેડૂતો પેટે પાટા બાંધીને જીવે છે. ગામના વસવાયાંના જીવનને તો ભાગ્યેજ મનુષ્ય જીવન કહી શકાય. તમારા મારા જેવા કાર્યકર્તાઓના જીવનમાં તપને ભલે સ્થાન હોય. પણ આખા સમાજને તપસ્વી બનાવી દેવાનો પ્રયત્ન કરવો મિથ્યા છે. કુદરતના નિયમની વિરુદ્ધ જવાના પ્રયત્નમાં આપણને હંમેશાં નિષ્ફળતા મળવાની. અયોગ્ય ઉડાઉપણાને કાબૂમાં લાવી નાશ થતા ધનને સુમાર્ગે વાળવું એ શક્ય છે પણ માણસની યોગ્ય વાસનાઓને દબાવી દેવામાં ભયજ રહેલો છે, એ

ભૂલી ન શકાય. મનોરંજન અને વિનોદ માટે અમુક પૈસાની સગવડ વાર્ષિક અંદાજપત્રમાં ન કરવામાં આવે તો તે અંદાજપત્રને આપણે ડહાપણભરેલું નહિ ગણી શકીએ. અંદાજપત્રમાં ખર્ચની બાજુ પહેલેથીજ ઓછી હોવાને કારણે અને આમ છતાંયે ખર્ચની બાજુમાં કેળવણી અને દવા જેવી વસ્તુઓને સ્થાન ન હોવાને કારણે ખર્ચ ઓછું કરાવવા કરતાં નવરાશના વખતમાં કરી શકાય એવા ધંધા ખોળી આપીને તેમની આવકમાં વધારો કરવો એ વધારે મહત્ત્વનું છે. ગાંધીજી રેંટિયાનો ઉપદેશ કરે છે, અને રેંટિયો બધે ચાલુ કરી શકાય. પણ એ ઉપરાંત બીજા સ્થાનિક ઉદ્યોગોને પ્રચારકાર્ય કરીને ઉત્તેજન આપી શકાય. આ પદ્ધતિથી જો આપણે આખા દેશમાં વ્યાપી રહેલા બેકારીના ભૂતને હાંકી કાઢી શકીશું તો સામાજિક ખર્ચ ઓછો કરી નાખવાની વાતો કરવાનો પ્રસંગ નહિ આવે. આ રીતે આ ખર્ચને પહોંચી વળવા ઉપરાંત લોકોની સુખાકારી વધારવા શક્તિમાન થઈશું. જે દેશની લોકસંખ્યા મરવાની અણી ઉપર આવી છે, એ દેશમાં ખાવાના ખર્ચ ઉપર કાપ મૂકવો એ આપણો ઉદ્દેશ નથી; ઊલટું, શારીરિક, માનસિક, નૈતિક અને સામાજિક પોષણ તેમને મળે અને રાષ્ટ્રની જીવનશક્તિ વધે એવા પ્રયત્નો બધી દિશાએ થવા જોઈએ. હાલની પરિસ્થિતિમાં શારીરિક જરૂરિયાતો પણ પૂરી પાડવી શક્ય નથી ત્યાં થોડીક સામાજિક વાસનાને માટે જે અવકાશ રહેલો છે; તેના ઉપર આપણે કાપ મૂકવો જોઈએ નહિ.

ગામની ઉપજમાં વધારો કરવામાં મદદ કરવા જતાં એક વસ્તુ ધ્યાનમાં રાખવાની છે. તે એ કે ગામને એક સ્વાવલંબી ઘટક બનાવવા માટે લેવામાં આવતા એકેક પગલાથી બહારથી થનારી લૂંટને અટકાવી શકાશે. બની શકે ત્યાં સુધી આપણો પ્રયત્ન સ્થાનિક પેદાશને આશરો મળે એ જાતનું વાતાવરણ પેદા કરવાનો હોવો જોઈએ. બહારથી લાવવામાં આવતી કેટલીયે વસ્તુઓ એવી છે કે જેના બદલામાં આપણે ગામમાંજ બનતી વસ્તુઓનો ઉપયોગ કરી શકીએ. રેલસંકટનિવારણ વખતે મહાસભાના સ્વયંસેવકોએ તાત્કાલિક જરૂરિયાત તરીકે પતરાંનો સર્વસાધારણ ઉપયોગ છાપરાંઓ

અને બીજાં કામ માટે કર્યો હતો. આની ગંભીર અસર કાંઈ નહિ તો નળિયાં અને ઈંટો બનાવવાના ગ્રામઉદ્યોગ ઉપર થયેલી છે. પતરાંને લીધે ઘર ઉનાળામાં વધુ ગરમ અને શિયાળામાં વધુ ઠંડું બને છે. છતાં લોકોને તેનો મોહ ઉપજ્યો છે, અને તેઓ માને છે કે પતરાંના છાપરાં તરફ નળિયાં જેટલું ધ્યાન આપવું પડતું નથી. એ વસ્તુ એમના ધ્યાનમાં નથી આવતી કે એક પારકા ધંધાને પોતાના ગામના ધંધાને ભોગે સ્થાન આપવાથી તેઓ પોતાના ગામને કેટલું નુકસાન પહોંચાડે છે. આંખે ઉડીને વળગે એવી, પણ તકલાદી પરદેશી વસ્તુઓ ખરીદવાની લોકોની ટેવ દિવસે દિવસે વધતી જાય છે. આપણાં કાર્યમાંનું એક અંગ આ ટેવ ઓછી કરાવવાનું રહેશે. તમે સૌ ગામડાંના કારીગરોને અપાતી મજૂરીની પદ્ધતિથી પરિચિત છો. આ પદ્ધતિની પાછળ રહેલું તત્ત્વ વિચારણીય છે. દરેક જણને આજીવિકા મળી રહે એ જાતનો એમાં પ્રયત્ન રહેલો છે, કારણ દરેક કારીગરને ગામની ઉપજમાંથી ગમે તેટલું કામ કરતો હોય તોયે અમુક ભાગ આપવાની વ્યવસ્થા કરવામાં આવી હોય છે. ગામની જરૂરિયાતોને ધક્કો પહોંચાડી શકે એટલી બધી છૂટ એમાં નથી આપેલી હોતી; અને એથી પશ્ચિમમાં જોવામાં આવતી આર્થિક હરિફાઈની દુષ્ટતાને જડમૂળથીજ નષ્ટ કરવામાં આવે છે. શ્રમવિભાગની બાબતમાં જે એક મોટો દોષ પેસી ગયો છે એનું મૂળ અમુક જાતના ધંધાઓ માણસને હલકા પાડનારા છે એમ માનવાની વૃત્તિમાં રહેલું છે. આથી જ અસ્પૃશ્યતાનો જબરદસ્ત પ્રશ્ન ઉત્પન્ન થવા પામ્યો છે. ગયે વર્ષે વાયેલા રાષ્ટ્રીયતાના પવનની અસરને લીધે આ શાપરૂપ પદ્ધતિનો અંત આણવાની થોડીઘણી શરૂઆત થઈ છે. કરવાનું બાકી છે તે તરફ નજર કરતાં કરેલું છે એ કંઈ નથી એમ કહીએ તો ચાલે.

વ્યક્તિવિષયક શારીરિક સ્વચ્છતાની બાબતમાં આપણા દેશના લોકો કોઈપણ દેશ કરતાં ઊતરતા ન કહી શકાય. પણ આપણે જો કેવળ આપણું શરીર સંભાળીને બેસી રહીએ અને આસપાસની સ્વચ્છતા તરફ ધ્યાન ન આપીએ તો આપણી પોતાની

સ્વચ્છતાની કંઈજ કિંમત નથી; પછી ભલે એ સ્વચ્છતાને વહેમ અથવા ધાર્મિક વિધિની સાથે જોડી દઈએ. જે સમાજના એક અંગ તરીકે આપણે રહીએ છીએ તેના હિતનો વિચાર આપણે કરવોજ જોઈએ. પોતાનું ઘર સાફ કરીને કચરો રસ્તા ઉપર નાખનાર ઘરધણી સામાજિક દૃષ્ટિએ અસ્પૃશ્ય છે. પારકાંને ત્રાસ થાય એવી જગ્યાએ તમારા ઘરનો કચરો નાખવો એ પાપ છે. સામાજિક દૃષ્ટિએ વિચાર કરવાની આ પ્રથા પાશ્ચાત્ય રાષ્ટ્રોમાં સારી પેઠે ખીલી છે, જ્યારે આપણા દેશમાં તેનું અસ્તિત્વ નથી. પોતાની ગમે તેવી અસ્વચ્છ આદત હોય તોપણ પાડોશીના ભલાનો વિચાર કરવાની વૃત્તિ પાશ્ચાત્યોમાં જન્મથી કેળવવામાં આવે છે. આ ગુણનો વિકાસ આપણા લોકોમાં કરવાની દરેક ગ્રામસેવકે પોતાની પહેલી ફરજ સમજવી જોઈએ. ઘણાં ગામોમાં, ગામનાં પોતાનાં સુધરાઈ મંડળો હોવા છતાં ગામના ગંદા દેખાવથી આપણે સહેલાઈથી સમજી શકીએ કે આ મંડળો ઊંઘતાં છે. આપણું ધ્યેય તો ગામનો એકેએક રસ્તો તેમજ ગામની આસપાસની જગા આપણા રસોડા જેટલી સ્વચ્છ કરવાનું છે. ગામનો કૂવો હમેશાં બીનકાળજીથી ફેંકેલા પાણીના ખાબોચિયાની વચ્ચે જ હોય છે. એ ખાબોચિયામાંનું પાણી સૂકાઈને ઉડી જાય તે માટે નીકો દ્વારા બગીચામાં અથવા તો જમીનમાં પહોંચાડવામાં આવતું નથી. આ કામ, તેમજ ગામની આસપાસની જમીન દિશાએ જઈ જાજરૂ જેવી ન કરી નાખવાનું શીખવાડવાનું કામ આપણે માથે આવી પડે છે. આ વસ્તુઓ છે તો નાની પણ એની પાછળ સતત ધ્યાન અને પ્રયત્નની જરૂર છે.

ગામડાંઓની એક મોટામાં મોટી જરૂરિયાત વૈદકિય મદદની છે. માંદા માણસોની સારવારનું કામ ઉપાડી લેનાર ગ્રામસેવકો ઘણાજ થોડા છે. ગ્રામજનોનો વિશ્વાસ સંપાદન કરવાનો અને તેમના ગાઢા સંબંધમાં આવવાનો આ સારામાં સારો રસ્તો છે. મેં એવા બે ઉપદેશક ડૉક્ટરો જોયા છે જેમણે આ રીતથી સુંદર કામ કર્યું છે. આપણને ઉંચી કેળવણીવાળા માણસોની બહુ જરૂર નથી, પણ ઘરવૈદું અને તાત્કાલિક ઉપાયોની જરૂર છે. ઘણે ઠેકાણે ક્વીનીન

જેવી સાદી વસ્તુ પણ મળતી નથી. મારે ઝીણવટમાં ઊતરવાની જરૂર નથી. પણ અહીં એટલું તો જણાવી દઉં કે દાઈનું કામ કરનારની ખોટ ભારે છે. આપણી સ્ત્રીઓ જીવનના આ ગંભીર પ્રસંગે કોઈપણ જાતની સારવાર વિના કુતરાબિલાડાની જેમ બાળકોને જન્મ આપે છે. ગામડાંની સ્ત્રીઓ અને બાળકો પ્રત્યે સહાનુભૂતિ ધરાવતી બહેનોને માટે આ એક વિશાળ ક્ષેત્ર પડેલું છે.

છેવટમાં આપને હું એટલી વિનંતિ કરું કે આપણી પ્રાચીન રાષ્ટ્રીય સંસ્થાઓનો આપ અભ્યાસ કરો અને એ સંસ્થાઓની પાછળ રહેલી કલ્પના અને તત્ત્વની શોધ કરો. હાલ આપણા ઇતિહાસના કટોકટીના સમયમાંથી આપણે પસાર થઈ રહ્યા છીએ. જૂની સંસ્થાઓનો નિર્દયતાપૂર્વક નાશ કરીને તેની જગ્યાએ નવી સંસ્થાઓ ઊભી કરવાનો વખત આવ્યો છે. પણ આ નવી સંસ્થાઓ ઊભી કરતાં પહેલાં એટલું ધ્યાનમાં રાખવું પડશે કે આપણી નવી ઇમારત આપણા પ્રાચીન પાયા ઉપર જ આપણે બાંધવા માગીએ છીએ. અને કસોટીએ ચડાવી જોયેલા તત્ત્વોના ખડક ઉપર જો આપણી ઇમારત રચાયેલી નહિ હોય તો તેની કિંમત રમવાનાં પાનાંથી બનાવેલા બંગલા કરતાં વધારે નથી. એ સાથેજ પરદેશમાં ઉપયોગી લાગતી નવી કલ્પનાઓ આપણે અયોગ્ય રીતે દાખલ ન કરીએ એ માટે ચેતવણી આપવી જરૂરની છે. ગ્રામસેવાનું કામ ધીરજ અને ખંત માગે છે, અને હિંદનું ભવિષ્ય તમારા કાર્યના પાયા ઉપર રચાશે. તમારા કામનું કંઈ પણ પરિણામ ન દેખાય તોપણ તમે નિરાશ ન થશો, બિલાડીના ટોપ એક રાતમાં ઊગી નીકળે છે, અને વડને ઉગતાં વર્ષો વહી જાય છે, પણ એકવાર પરિપૂર્ણ રીતે ફૂલ્યાફાલ્યા પછી આસપાસનાં સૌને એ આશરો આપે છે. આપણે આશા રાખીએ કે ભવિષ્યમાં આપણી મહેનતને પરિણામે જગતના ઝઘડતાં રાષ્ટ્રોને આશ્રય અને સુખ મળો.

## સંમેલનમાં થયેલી ચર્ચામાંથી મુખ્ય મુદ્દાનું તારણ.

**શ્રી રાવજીભાઈ મણિભાઈ પટેલ.** પાણી સ્વાભાવિક રીતે ઢાળ તરફ વહે છે એમ રોકડા પૈસા દેખી ગામડાના લોકો સહેલાઈથી દૂધ વેચવા તરફ વળશે અને પોતાનો ધંધો જામશે એ જ્ઞાનથી પ્રેરાઈ દૂધના સંચાવાળાઓ આજે ગુજરાતનાં ઘણાં ગામડાંઓમાં પહોંચી ગયા છે.

ઘણા વર્ષોથી દૂધમાંથી ઘી બનાવવાની આદતવાળાં ગામડાંના લોકોને લલચાવવા પ્રથમ તો સંચાવાળો દૂધના સારા ભાવ આપે છે પરંતુ આ રોકડિયા વેપારમાં ફસી જ્યારે લોકોના ગોળી વાંસ માળિયા પર ચડી જાય છે અને જ્યારે એમને દૂધ વેચવાનું વ્યસન પડી જાય છે ત્યારે કંઈ કંઈ બહાનાં કાઢીને સંચાવાળો ક્રમેક્રમે ભાવ ઘટાડે છે. અને દૂધની બાબતમાં સંચાવાળાનો વેપાર એકહથ્થુ થઈ ગયેલો હોવાથી લોકો લાચારીથી એ કહે એ ભાવે એને દૂધ ભરે છે. પોતાનો ધંધો જમાવવા માટે સંચાવાળાઓ એક બીજી યુક્તિ પણ કરે છે. ગામના પંચાતિયા અને

વગવસીલાવાળા અને ડાંડ માણસોની એ દોસ્તી કરે છે. એમને એ પોતાને સંચે લગભગ પડયાપાથર્યા રહેવાની સગવડ કરી આપે છે. હૂકા પાણી અને ચાબીડીથી એમનું સ્વાગત કરે છે. અને એમને ખાસ વધારે ભાવ આપે છે. આ રીતે બધી સત્તા હાથ કરીને એ દૂધનો વેપાર એકહાથે કરે છે.

રોકડ પૈસાના લોભમાં બધું દૂધ સંચે ભરવામાં આવે છે અને ઘરનાં છોકરાં દૂધવિના ટળવળે છે. આમ દૂધના સંચા થયા ત્યારથી છોકરાંનું દૂધ ગયું છે અને પરિણામે ભવિષ્યની પ્રજાનો બાંધો દિવસે દિવસે નબળો થતો જાય છે. ગામડામાં ખેડૂતની વસ્તી મોટા પ્રમાણમાં હોવાથી, અને હિંદુસ્તાનના લોકોમાં ૭૦ ટકા જેટલા લોકો ખેતીપર નભતા હોવાથી દેશના મોટા ભાગની પ્રજાની શરીર સંપત્તિનો આવી રીતે નાશ થઈ રહ્યો છે. આ સ્થિતિ ગુજરાતમાં ખાસ કરીને પ્રવર્તે છે એટલે ગુજરાતના ખેડૂતનાં શરીર ભાગલાં અને બાદલાં બનતાં જાય છે. ભાગલા શરીરનો ખેડૂત બચ્ચો જો એમ ધારતો હોય કે એની કંઈ ફીકર નહિ, નોકર પાસે ખેતી કરાવીશ તો એમાં એની ગંભીર ભૂલ થાય છે. એમ ખેતીમાં કદી ભલીવાર આવ્યો નથી અને આવવાનો નથી.

એક બીજું અને કદાચ વધારે મોટું નુકશાન તો આનાથી એ થયું છે કે આ રોકડિયા વેપારમાં પડવાથી ખેડૂતની ધર્મભાવનાનું સ્થાન વેપારી ભાવનાએ લીધું છે.

દૂધ વધારવાની ચિંતામાં ફસવાથી ખેડૂત પોતાની ગાય ભેંસના ખોરાકમાં પણ ફેરફાર કરે છે. પરિણામે ઘી વધે એવો તેલી પદાર્થ ઢોરના ખોરાકમાં અપાતો બંધ થાય છે. આનું પરિણામ આપણી ઢોરોની સંપત્તિ પર આવ્યા વિના રહે નહિ.

**શ્રી સુરેન્દ્રજી** ગ્રામસંગઠનમાં ચર્મોલયનું સ્થાન સમજાવી એમણે જણાવ્યું હતું કે મૂએલા ઢોરની ચામડી ઉતારવામાં લોકો જે ઢીલ કરે છે એથી ચામડાની મજબૂતી અને જાત પર ઘણી માઠી અસર થાય છે મૃત્યુ થયા પછી તરત શરીરમાં સડો શરૂ થાય છે માટે મરણ પછી એક બે કલાકની અંદર ચામડું ઉતારી લેવું જોઈએ.

ચામડું ઉતારવામાં જેટલી ઉતાવળ કરવામાં આવશે એટલી એ ચામડાની કુમાશ, મજબૂતી અને કિંમત વધારે હશે. ચામડા ઉતારવાનું અને કમાવાનું શાસ્ત્ર હવે એટલું બધું આગળ વધ્યું છે કે આપણે એ શાસ્ત્રની જેટલી અવજ્ઞા કરીશું એટલું આપણને શોસવું પડશે,

**શ્રી. મગનભાઇ વોહરા.** વિરમગામ તાલુકાના આ ખેડૂત ભાઈએ પોતાની ગામડિયા પણ અસરકારક અને સરળ ભાષામાં ખેડૂતની કંગાલ સ્થિતિનો પરિચય કરાવતાં અને એમને પોતાને સૂઝેલા ઇલાજો સૂચવતાં એવા અર્થનું કહ્યું હતું કે ખેડૂતની હાલત બૂરી છે, ઢોર કરતાં પણ માઠી છે. કારણ ઢોર તો સત્યાગ્રહ કરી જાણે છે. ખેડૂત આજે ગળાબૂડ દેવામાં ડૂબેલો છે. એને ખાવાનું પણ પૂરું મળતું નથી. એ સરકારના અને શાહુકારના બન્નેના સાણસામાં સપડાયેલો છે. ખેડૂતનો મોટામાં મોટો દુશ્મન એનું અજ્ઞાન છે. આનાવારી કરનારા પટેલ તલાટીઓ જૂઠી આનાવારીઓ કરે છે. અને સરકારને એ ફાવતું આવવાથી એ દરેક નવી આકારણીએ મહેસૂલ વધાર્યે જાય છે. જ્યારે આનાવારી કરવાની હોય છે ત્યારે પટેલ તલાટી અજ્ઞાનમાં અજ્ઞાન ખેડૂતોને આગળ કરે છે. એને ભાન નથી કે મેં કેટલાની મહેનત કરી છે અને એ મહેનત પ્રમાણે આમાં કેટલું પાકે તો ૧૬ આની પાક્યું કહેવાય. મારા જેવો કોઈ જરાતરા જાણતો થયેલો ખેડૂત કાંઈ બોલવા જાય છે તો કોઈ સાંભળતું નથી. એક વખત ૫૦૦) મણ અનાજ પાકવું જોઈએ એને બદલે ૨૦૦) મણ પાક્યું એટલે આનાવારી વખતે પટેલિયાએ કહ્યું કે સાત આની પાક્યું છે. મેં પૂછ્યું, પણ પટેલ ખર્ચ કેટલું થયું છે? તો કહે ૩૦૦ રૂપિયા જેટલું. ત્યારે એનો હિસાબ ગણોને. ત્યારે બાણ કારકુને કહ્યું, તમારે બોલવાનું ન હોય. જે નક્કી થાય તે આપવાનું જ હોય! એક વખત તીડ પડયાં અને બધો પાક ખાઈ ગયાં. છતાં અમલદાર કહે એ તો જૂઠાણું છે. મેં કહ્યું ચાલો મારી સાથે સીમમાં. હું તમને ખેતરે ખેતરે લઈ જઈને બતાવું કે સોએ સો ટકા નુકસાન થયું છે! પણ ખેડૂતનું કોણ સંભાળે? અમલદારો

ખેડૂત પાસે ચોપડા માગે છે પણ ખેડૂત હિસાબ જ નથી રાખતો એટલે ચોપડા ક્યાંથી લાવી બતાવે. ?

વલ્લભભાઈ સાહેબે બારડોલીના ખેડૂતોની આંખ ઉઘાડી અને ત્યાં સત્યાગ્રહ કરાવ્યો, એને લીધે અમારો તાલુકો એક વખત બચી તો ગયો પણ વીઘોટી તો વધી જ ગઈ.

સરકારની જમીનમહેસૂલની પદ્ધતિનો ત્રાસ એટલો ભારે છે કે ખેડૂત પોતાની જમીનમાં નથી કરી શકતો કોઈ સુધારા કે નથી કરી શકતો પાકબદલી. જો ભૂલેચૂકે કોઈ ખેડૂત પોતાની જમીન સુધારે છે અથવા જુદી જાતનો પાક પકવવાનો અખતરો કરવા જાય છે તો ભટ સરકાર મહેસૂલ વધારી દે છે. સરકાર કહે આ તો ક્યારીની જમીન થઈ એટલે ચાર ગણી વીઘોટી થઈ જાય અને કહે કે આ તો બાગાયત થઈ એટલે આઠ ગણી થઈ જાય. અને આ વધારો એવા અખતરા કરનાર ધણી ઉપર જ થાય એટલું જ આડોશપાડોશના જમીન માલિકો પર પણ થઈ જાય છે.

આવી કફોડી સ્થિતિમાં તમે ભણેલા ગામડાંમાં આવીને રહો અને ખેડૂતને ખરી સમજ પાડો એ જ એના ઉદ્ધારનો એક માત્ર ઉપાય છે. હું આશા રાખું છું કે મહાત્માજીએ ગઈ કાલે જે ગ્રામદીક્ષિતોને પદવીઓ આપી છે અને હવે પછી આપશે તે બધા ગામડે ગામડે ફેલાઈ જશે અને અમારી આંખ ઉઘડશે.

તમે આવી જગાએ એકઠા થાઓ છો અને ભાષણો કરો છો એને બદલે કોઈ ગામડાઓમાં એકઠા થતા હો તો કેવું સારું? તમે ગામડાંમાં આવો છો ત્યારે પણ એકાદ ભાષણ આપીને મોટરમાં બેસીને ચાલ્યા જાઓ છો પણ એમ તમે ગામડાંનું કલ્યાણ નહિ કરી શકો. એ માટે તો તમારે ગામડાંમાં જઈને રહેવું પડશે; ખેડૂત જેવા થવું પડશે. એમ કરશો ત્યારે તમે ખેડૂતનાં દુઃખો બરાબર સમજી શકશો. મેં ઉપર જણાવ્યું તે ઉપરાંત પણ ખેડૂતને બીજો ઘણો ત્રાસ છે. હું અંગ્રેજી ભણ્યો નથી અને સમજતો નથી પણ એક શબ્દ મેં સાંભળ્યો છે અને સમજું છું. એ વાપરીને હું ચેલેન્જ કરીને કહું છું કે મહેસૂલ લેવાય એટલું પાકયું છે અને હાલનું

મહેસૂલ આપતાં ખેડૂતને અને એનાં બાળકો તથા ઢોરઢાંખરને પૂરતું ખાવાનું રહે છે એમ કોઈની હિંમત હોય તો મારી આગળ પુરવાર કરી બતાવે.

દિવસે દિવસે ખેડૂત ખેતી છોડતો જાય છે. પરિણામે ગામડાં ભાગતાં જાય છે. ખેતીથી કંટાળીને ખેડૂત શહેરમાં મજૂરી કરવા આવે છે. આમ ચાલશે તો જગતના આધારરૂપ આ ધંધાનો હિંદુસ્તાનમાંથી નાશ થશે અને સ્થિતિ ભયંકર થઇ પડશે.

**શ્રી. વાલજીભાઇ દેસાઈ**—ગામડાના લોકો દુઃખી છે એ વાત તમે સૌ સારી પેઠે જાણો છો એટલે એ વિષે હું આજે નહિ બોલું; એ દુઃખી સ્થિતિ સુધારવાનો માર્ગ શો છે એ વિષે જ બોલીશ. એમની સ્થિતિ સુધારવાનો એક જ ઉત્તમોત્તમ માર્ગ છે અને તે એ કે દરેક ખેડૂતે ભેંસને બદલે ગાય પાળવી અને સાચી ગૌરક્ષા કરવી. અત્યારે ઘેર ઘેર ભેંસ થઈ ગઈ છે. ગાય તો ક્યાંક રડીખડી જ કોક પાળે છે. આ ખેડૂતની દૃષ્ટિએ ભયંકર ભૂલ છે. એથી ખેડૂતને આર્થિક નુકસાનીમાં ઊતરવું પડે છે. ખેડૂત ગાય પાળતો થઈ જાય અને એની ગાય જો વાછરડાને જન્મ આપે તો ચાર વર્ષમાં એને ઘેર બળદની સુંદર જોડ થઈ જાય. ગાયની તો વાછડી પણ કામની અને વાછરડો પણ કામનો, જ્યારે ભેંસની તો પાડી જ કામની. પણ ખેડૂત ગાય નથી રાખતો અને બળદ વેચાતો લાવે છે. આ મૂર્ખામીના બચાવમાં એ કહે છે કે ગાય રાખીએ ને એને વાછ-રડો થાય તો ખસી કરવાનું પાપ આપણે માથે આવે! હું પૂછું છું કે શું ખસી કરેલો તૈયાર બળદ લાવવાથી પાપ નથી લાગતું? પાપ તો એમાં પણ સરખું જ છે બલકે કદાચ વધારે છે. કારણ બળદ તમારે જોઈએ છે માટે ખસી કરનાર ખસી કરે છે ને? માંસ ખાનાર એમ કહે કે હું માંસ ખાઉં છું તે કાંઈ પશુનો જાતે વધ કરું છું? તો શું કંઈ એ પાપમાંથી છૂટી જવાનો છે? કદી નહિ. એ માંસ ખાય છે માટે જ પશુનો વધ થાય છે અને એથી વધારે પાપ તો માંસ ખાનારને માથે જ છે. વળી વાઘરી વગેરે જે લોકો અત્યારે ખસી કરવાનું કામ કરે છે એ કેટલી નિર્દયતા

વાપરે છે એ તમે જાણતા નથી. એ તો પથ્થરથી એની ઇંદ્રિયોને છૂંદી નાખે છે. અને એથી મહિનાઓ સુધી વાછડાને પારાવાર દુઃખ થાય છે. અત્યારે તો ખસી કરવાનો એવો સાણસો આવે છે કે જેથી વાછરડાને ઘણું જ ઓછું દુઃખ થાય છે અને તમે કે હું પણ એનાથી ઘણી સહેલાઈથી વાછરડાને ખસી કરી શકીએ. બળદ વાપરવા જ છે અને એના વિના ચાલે એમ નથી તો આપણે જાતે જ વાછરડાને ખસી કરીએ, ઓછામાં ઓછું દુઃખ થાય એવી રીતે કરીએ, તો એમાં શું ખોટું ?

પણ ગાય ભેંસના જેટલું દૂધ નથી આપતી એવી ફરિયાદ કરવામાં આવે છે. આ પણ એક ભૂલ છે. જો ઊંચી ઓલાદનો ખૂંટ રાખવામાં આવે તો એકજ પેઢીમાં ગાય અત્યારે દે છે તેનાથી દોઢું બમણું દૂધ દેતી થઈ શકે છે.

ભેંસ રાખવામાં પણ હિંસા તો થાય છે જ કારણ એને જેટલા પાડા આવે છે એટલા બધાને મોટે ભાગે એક અથવા બીજી રીતે મરણને જ શરણ થવું પડે છે.

ગાયનું દૂધ બુદ્ધિવર્ધક છે. જ્યારે ભેંસનું દૂધ ખાવાથી બુદ્ધિ ભેંસના ભાઈ જેવી થાય છે.

**શ્રી ડાહ્યાભાઈ જાનીએ** એવા અર્થનું જણાવ્યું હતું કે હું ઘણે ભાગે તો વાલજીભાઈએ જે કહ્યું તેની પૂર્તિ કરવાજ ઊભો થયો છું. ગૌરક્ષાનો વિષય એ મારો તો જિંદગીભરનો વિષય છે. એટલે મારે કહેવાનું તો ઘણું છે પણ વખત થોડો છે એટલે હું ટૂંકમાં જ પતાવીશ. મારા 'ચાર્ટસ' પણ કરાચી પ્રદર્શનમાં પડેલા છે એટલે દિલગીર છું કે તે પણ તમને બતાવી શકતો નથી. તેમાંના એક 'ચાર્ટ' માં મેં ગાયના તેર દુશ્મનો ગણાવેલા છે. તે બધા હું તમને અહીં નહિ ગણી બતાવું પણ એટલું તો અહીં કહેવું જ જોઈએ કે જે ગાયને બદલે ભેંસનું દૂધ ખાય છે તે ગાયનો દુશ્મન છે, કારણ એથી જ ગાય કસાઈવાડે જાય છે. જે ખેડૂત વાછડાને ખસી કરવાના પાપની બીકે ગાયને બદલે ભેંસ પાળે છે તે પણ ગાયનો દુશ્મન છે. જે ખેડૂત તમાકુ, કપાસ

વગેરે 'મનીક્રૉપ્સ' અર્થાત જેમાંથી નાણાં મળે એવો પાક ઉપજાવવાની લાહ્યે જેમાંથી ચાર પૂળા અને અનાજ મળે એવો પાક પકવતો નથી તે પણ એટલે અંશે ગાયનો દુશ્મન છે.

ત્યારબાદ એમણે આપણી ખેતી સુધારવા વિષે કેટલુંક વિવેચન કર્યું હતું અને ખેતીનાં આપણાં કેટલાંક ઓજારો બદલવાની અને વિજ્ઞાનનો લાભ લેતા થવાની જરૂર જણાવી હતી. એમણે જણાવ્યું હતું કે આપણું હળ તો આપણે બદલવું જ જોઈએ અને વિલાયતી ઢબનું પણ દેશી બનાવટનું હળ દાખલ કરવું જોઈએ. દખ્ખણમાં ઈ. સ. ૧૯૦૪ માં માત્ર આવાં ચાર હળ દાખલ કરવામાં આવ્યાં હતાં. એ એટલાં બધાં વધારે ફાયદાકારક માલૂમ પડયાં કે અત્યારે ત્યાં લગભગ એક લાખ લોઢાનાં હળ ચાલુ થયાં છે. દખ્ખણના આ અનુભવ ઉપરથી ગુજરાતનો ખેડૂત કાંઈ શીખશે ?

**શ્રી ફૂલાભાઈ પટેલે** ગુજરાતમાં ખેડૂતને જમીનની અને જગાની કેટલી સંકડામણ વેઠવી પડે છે એનો તાદૃશ ચિતાર આપ્યો હતો અને એવું જણાવ્યું હતું કે જેમાંથી નાણાં ઊપજે એવો જ પાક પકવવા તરફ એ વધારે ઢળ્યો છે, એનું એક કારણ જગાની ભીડ છે. ખેડૂતને ખેતી તરફ અણગમો વધતો જાય છે એનું પણ એક કારણ જગાની ભીડ જ છે, એમ જણાવ્યું હતું; અને પરથાળની જમીન નામના ભાડેજ ખેડૂતને મળવી જોઈએ એવી સૂચના કરી હતી. જમીનના જે ઘણા નાના નાના ટુકડા થઈ ગયા છે અને હજી થતા જાય છે એનો પણ ઉપાય કરવાની એમણે જરૂર જણાવી હતી.

# પ્રશ્નોત્તરી

(બીજા ભાઈનું નામ નથી લખ્યું, તે ઉત્તરો શ્રી કાકાસાહેબ કાલેલકરના આપેલ છે.)

પ્ર:—ગામડાના લોકોનાં મન કોરા કાગળ જેવાં હોય છે. એમની આગળ એવી કઈ વાત પહેલી મૂકવી જે એમના હૃદયને 'અપીલ' કરે અને આપણું આખું કામ સરળ બને.

ઉ:—આપણી પ્રજાના મનમાં ઘડપણ આવી ગયેલું છે. તેની આગળ કોઈપણ કામ મૂકશો એટલે એ તમને સામાન્ય એવોજ જવાબ આપશે એમાં કશું થઈ શકે એમ નથી. ફલાણો વાંધો આવશે ને ઢીંકણો વાંધો આવશે એમ કહી પોતાની નિરાશા જ એ વ્યક્ત કરે છે. પણ એટલું નિર્વિવાદ છે કે એને ફરી યુવાન બનાવી શકાય એમ છે. માત્ર એ માટે આપણે વિશિષ્ટ પ્રયત્નો કરવા જોઈએ. પ્રજાને કંઈક નવું જોઈએ છે. જૂનું હોય તોપણ તે પ્રજા સમક્ષ નવી રીતે મુકાવું જોઈએ. આપણે જોઈએ છીએ કે એક સામાન્ય મંડળ કાઢતાં કેટલી મુશ્કેલી પડે છે. કોઈ ભેગુંજ થતું નથી. પણ એક થિયોસોફિસ્ટ આવે છે. એના ખાસ બેજવાળું એક મંડળ કાઢવાની વાત કરે છે એટલે કેટલાય કોલેજિયનો એને વીંટળાઈ વળે છે. એઓ અંગ્રેજી સમજે ન સમજે

અથવા અર્ધું સમજે એટલે કદાચ એનું મહત્વ વધારે સમજે. આમ કંઈક નવીન થાય છે ત્યાં બધાને ઉત્સાહ આવે છે. આપણે એમની નકલ ન કરીએ પરંતુ એમાથી પાઠ તો જરૂર લઈએ. આપણે બાળકવૃત્તિ ઉત્પન્ન કરી શકીએ-લોકોમાં ઉત્સાહ આવે એવું કંઈક કરીએ તો આપણું કહેવું લોકો ઝટ માને. લોકોને શરૂઆત માટે કંઈક નવું શોધી આપવું જોઈએ. એ નવું શું તે હું અત્યારે ન કહી શકું. સ્થળ અને સમય પરત્વે તેની કલ્પના નોખી નોખી જ હોય. પણ એટલું કહી શકાય કે ગામડામાં કામ ઉપાડવા જનારમાં હસવાની અને રમતો રમવાની અને બાળકોમાં પ્રિય થઇ પડવાની તાકાત અને કળા હોવી જોઇએ. એને જોઈને લોકોને જો એમ થઈ જાય કે આ તો જીવતો જાગતો માણસ છે તો જરૂર કંઈ કરી શકાય.

પ્ર:—અંત્યજને અડીએ તો ગામના ઘરડિયાઓ વિફરે અને ન અડીએ તો અંત્યજો આપણુને જૂઠા માને તેવી સ્થિતિમાં આપણે અંત્યજના પક્ષમાં રહેવું કે ગામ લોકના?

શ્રી. કિશોરલાલ મશરૂવાળાઃ—દક્ષિણ આફ્રિકાના સત્યાગ્રહને અંગે ગાંધીજીને ઇંગ્લંડ જવું પડેલું. ત્યાં એમને એક ગોરા સ્વયંસેવક મળી ગયા. ગાંધીજીએ એમને પૂછ્યું 'કેટલો સમય આપી શકશો?' સ્વયંસેવકે કહ્યું 'જેટલો જોઇએ એટલો બધો' આ કામમાં કંઈ હું મહેનતાણા માટે પડતો નથી. તમારો પક્ષ દલિતનો, નિર્બળનો છે માટે જ પડું છું.' આપણે પણ આવી રીતે દલિતનો-નિર્બળનો પક્ષ કરવો જોઈએ. એથી કામમાં વિઘ્ન આવે, કામ ઓછું થાય છતાં એના સિવાય બીજો એકે ધર્મમાર્ગ આવા સંજોગોમાં હું જોતો નથી.

પ્ર:—એમ કરવા જતાં ગામમાં મકાન ન મળે તો?

કિ:—અંત્યજવાડામાં રહીએ. ત્યાં ન રહેવાય તો બીજે ગામ જઈએ. પણ ધર્મમાર્ગ તો એજ.

પ્ર:—ખેડૂતોની સેવા કરવા ગામડે ગયા અને ત્યાં પછી આવું કરી બેસીએ તો તો ખેડૂતોની સેવા બાજુ પર રહે ને આપણે માત્ર

અંત્યજસેવક જ બની જવું પડે.

કિ:—યુદ્ધવિરામ નહોતો ત્યારે પણ આપણે તો અંત્યજને અડતા હતા. એ વખતે ગરજ હતી ત્યારે ખેડૂત આપણને ચલાવી લેતો. હવે પાછો એ એની જૂની લઢણ પર જવા માગે એથી કંઇ આપણાથી અંત્યજથી અળગા ન રેહેવાય. જેમને દરકાર હોય તેમને મદદ કરો એટલે બસ છે.

પ્ર:—દરકાર તો કોઇને નથી હોતી; એતો ઊભી કરવાની હોય છે.

કિ:—એવું હોય ત્યાં આપણે ભલે પ્રથમ માત્ર અંત્યજસેવક બની જઈએ. અમદાવાદમાં રહેવા આવ્યા ત્યારે ગાંધીજીની પણ એવી સ્થિતિ થઈ હતી. ત્યારે એમણે લોકોને કહી દીધું હતું કે 'મારી સેવા હું મારી શરતે જ આપી શકીશ.' એકવાર એમ કર્યું એટલે કાળે કરીને લોકો તૈયાર થઈ જાય છે. પણ ધારો કે ન થાય તો એથી કંઈ અંત્યજસેવા તરછોડીને બીજાની સેવા ન કરાય.

પ્ર:—કેટલીક જગાએ આપણે અંત્યજને અડીએ તેનો લોકોને વાંધો ન હોય. કેટલાક જુવાનિયા પણ આપણી સાથે અંત્યજ જોડે બેસવા તૈયાર હોય છે, એવા સંજોગોમાં જે ઘરડિયા વર્ગ અંત્યજને ન અડવા માગતો હોય તે અલગ બેસે તો?

ઉ:—વાંધો નહિ. ઘરડિયા જો બહિષ્કૃત રહેવા માગે તો રહેવા દઇએ.

પ્ર:—અંત્યજોને અડીએ અને એમને એમ થાય કે આ લોકોને કાંઈ સ્વાર્થ હશે તો? એવી સ્થિતિ થઈ જાય કે કોઈ મોઢું જ ન માંડે ત્યાં શું કરવું?

ઉ:—એવું બને ત્યારે સેવકની ખરી કસોટી થાય છે, માન અપમાન, આદર અનાદર બધું સેવકે સરખું ગણવું અને પોતાનું કર્તવ્ય બનાવતાં શૂન્યવત્ થઇને રહેવું.

પ્ર:—લડતને પ્રસંગે ગામડાંમાં ગયા પછી લડત એજ મુખ્ય ઉદ્દેશ હોય કે કાયમની ગ્રામસેવા?

લડત સાચવવી એ જ મુખ્ય ઉદ્દેશ હોય એવે વખતે શું કરવું?

ઉ:—ખૂબ ધીરજ રાખવી. લોકો વિરોધ કરે એમાં આશ્ચર્ય નથી. લોકો પહેલાં વિરોધ કરે છે પણ અંતે માની જાય છે એજ આશ્ચર્ય છે.

પ્ર.—અત્યારે શું કરવું?

ઉ:—પરદેશી કાપડના બહિષ્કારનું, દારૂનિષેધનું અને પરદેશી મીલના બહિષ્કારનું કામ આપણે ચાલુ રાખવાનું છે. કોમ કોમ વચ્ચેનાં વેરઝેર નાબૂદ કરવાનાં છે. આ ઉપરાંત ખાદી કામ તો છે જ.

પ્ર.—ધોતિયાં, માદરપાટ વગેરે રંગ વગરનું કાપડ સ્વદેશી લેવાનું કહીએ છે ત્યારે લોકો લે છે. પણ ગામડાના લોકો બૈરાંનાં કપડાં માટે, સાફા માટે અને લગ્ન વગેરે ખાસ પ્રસંગો માટે જે રંગીન કાપડ માગે છે તે તો વિલાયતી જ આવે છે. એટલે એ જાતનું રંગીન કાપડ ઉત્પન્ન કરવા આપણે પ્રયત્ન કરવો જોઈએ કે લોકોને એમની ટેવો છોડી બજારમાં મળી શકે એવા ગમે તે સ્વદેશી કાપડથી ચલાવી લેવાનું જ શીખવવું? પિકેટિંગના અનુભવને અંગે ઉપજેલો મારો આ સવાલ છે.

બીજું ગામડાના માણસોને સમજાવવાથી તે સામાન્ય રીતે પરદેશી કાપડનો આગ્રહ છોડી દે છે અને પાછા જાય છે. પણ મુસલમાનો માનતા નથી. ગામડાના મુસલમાનો વિષે પણ એ જ મુશ્કેલી અનુભવી છે તો એમને સમજાવવા શું કરવું?

રિવાજો બદલાવાનું કામ તો ઘણું દુર્ઘટ લાગે છે.

ઉ:—જેને તમે દુર્ઘટ માનો છો એ મને સહેલું લાગે છે. જ્યાં સુધી આપણે પિકેટિંગ કરવા ઊભા છીએ ત્યાં સુધી આપણો ધર્મ બજારમાં જે દેશી કાપડ મળે તેનાથી જ ચલાવી લેવા ગ્રાહકોને સમજાવવાનો છે. જે લોકો કાપડની ઉત્પત્તિના કામમાં રોકાયેલા છે તેઓ લોકોને કેવા કેવા કાપડનો મોહ છે એ જોઈ લેશે. લોકોને જોઈતું વિવિધ જાતનું અને રંગનું કાપડ બજારમાં મૂકવું એ એમનું કામ છે. આપણું નથી. લોકોની શરતે આપણે સેવા કરવા ગયા તો મૂઆ પડયા સમજજો. આપણને પ્રચારકોને એ ન પાલવે. આપણે તો એમ વિચારવાનું હોય કે લોકોમાં આવા જે રિવાજો પડી ગયા

છે કે લગ્ન વખતે અમુક પ્રકારનું કાપડ જોઈએ વગેરે, તે રિવાજો કોકે તો નિર્માણ કર્યા હશે ને ? આપણે એમના જેવા નવીન નિર્માતા કેમ ન બનીએ ? આપણે એ કળા હાથ કરવી જ જોઈએ.

આ સંબંધમાં એક દાખલો આપું. સ્વામીનારાયણ સંપ્રદાયનો એક સાધુ હતો. એણે અમુક માણસને સ્વામીનારાયણ પંથમાં લેવાનો નિશ્ચય કર્યો હતો. પણ પેલો કેમે કર્યો સાધુની વાત સ્વીકારે નહિ. પણ એથી સાધુ નિરાશ ન થયો. અને એની પાછળ ને પાછળ લાગેલો જ રહ્યો. છેવટે એને સંપ્રદાયમાં ભેળવ્યો ત્યારે જંપ્યો. એક વાર એ ધાર્મિક ઉત્કટતા આપણામાં આવી એટલે કશું અસંભવિત નથી. લોકોની ઉન્નતિનું કામ આવી ધાર્મિક ઉત્કટતાથી સધાય છે, શહેનશાહોની સત્તા એની આગળ કંઈ વિસાતમાં નથી. એ સત્તા બહુ બહુ તો લોકોને નીચે પાડી શકે એજ.

અને મુસલમાનો નથી સાંભળતા એનું કારણ એ જ છે કે આપણે એમની કંઈ સેવા કરી જ નથી. માટે એમને સમજાવવાનો ઉપાય સેવા જ છે.

પ્ર.—આમ તો લડતનું કામ પાર પાડતાં વર્ષો થાય.

ઉઃ—થાય તો ભલે થાય. ગાંધીજીએ કહ્યું જ છે ને કે અહિંસાને માર્ગે સ્વરાજ લેતાં ૩૦૦ વર્ષો થાય તો પણ હું અહિંસા છોડવાનો નથી. આપણે કેટલા વર્ષોથી પડેલા છીએ એ વિચારશો તો ૧૫ વર્ષમાં ગાંધીજીની સરદારી નીચે આપણે આટલું બધું કરી શકયા એ માટે આપણે ઈશ્વરનો આભાર માનવો જોઇએ એમ લાગ્યા વિના નહિ રહે.

પ્ર.—ગામડાંમાં ગામઈ ફંડ હોય છે. તે હોય છે તો આખા ગામનું, પણ પચાવી પડયા હોય છે પાટીદારો. બીજી કોમો એના પર પોતાનો કાબૂ સ્થાપવા આપણી મદદ માગે ત્યારે આપણે શું કરવું. ?

ઉઃ—દુનિયાના બધા અન્યાયોને એક દિવસમાં પહોંચી ન વળાય. આપણે મુખ્ય શત્રુની સામે મોરચા માંડીએ અને મુખ્ય મુશ્કેલી દૂર કરવા મથીએ. બીજું બધું ક્રમે ક્રમે થઈ રહેશે. આમ

તો સાસુવહુના ઝઘડા પણ કયાં અસહ્ય નથી હોતા.? એ કહેશે, અમારા ઝઘડા પતાવી આપો. તો આપણો પાર કયારે આવે? ગામલોકોના બધાં દુઃખો ભાંગનારા પરદુઃખભંજન વિક્રમ રાજા આપણે તો છીએ એવો ડોળ ન રાખવો. ધારો કે નદીની આ બાજુએ ધરતીકંપ થયો. હવે સામે પાર જવા આ બાજુના બધા જ એક સાથે હોડીમાં ચડી બેસે તો તો હોડી અને અંદર બેસનારા બન્ને ડૂબી જ જાય. માટે સમય અને શક્તિ જોઈને આપણામાં પાર પાડવાની હિંમત હોય એટલું જ કામ ઉપાડવું અને બીજા માટે કહી દેવું કે હા ભાઈ, તમારૂં કહેવું સાચું છે, ન્યાય તમારા પક્ષમાં છે પણ મારી શક્તિને મર્યાદા છે. એટલે હાલ એ બાબત મારાથી કાંઈ થઈ શકે એમ નથી.

પ્ર.—ફરી વધુ દારુણ લડત ઉપડશે અને બધા એમાં નહિ આવે તો ?

ઉ:—નહિ આવે તો સારૂં. ખોટાં વચનો આપી આપીને અને ગમે તેમ કરીને લોકોને આપણે લડતમાં ખેંચ્યા હશે તો એનું આપણે પ્રાયશ્ચિત્ત કરીશું. થોડા સાથ આપે પણ પુરું સમજીને આપે એ જ આપણે ઇચ્છીએ છીએ. ગાંધીજીના સિદ્ધાંતોને વળગી રહેતાં એકલા પડી જઈએ તોય તેમાં કશું બીવાનું નથી, પહો ફાટતાં પહેલાં ખૂબ અંધારૂં હોય છે.

પ્ર.—ધાડ પડે તો શું કરવું.?

ઉ:—જે હાથમાં આવે તે લઇને લડવું. પરંતુ જો પૂરી અહિંસા આપણામાં આવી ગઈ હોય તો આપણે હથિયાર વગર આગળ જઈને મરી જઈએ,

પ્ર.—પરદેશી કાપડના વેપારીનો તે માલ વેચવામાં સ્વાર્થ રહેલો છે એટલે એને નથી સમજાવી શકાતું. એને કેવી રીતે સમજાવવો.

ઉ:—વેપારીને સમજાવવા કરતાં પિકેટર ઘરાકને સમજાવવા પર વધારે ધ્યાન આપે એ જરૂરી છે.

પ્ર.—જે કાપડને આપણે પાપ માનીએ છીએ તે પરદેશ ચડાવવું

એ તાત્ત્વિક દૃષ્ટિએ યોગ્ય છે.

ઉઃ—હા, યોગ્ય છે. મારી થાળીનું ખાવાનું બીજાને માટે એઠું છે પણ મારે માટે એઠું નથી. એમ એક જગાએ જે પાપ હોય તે બીજી જગાએ પાપ ન પણ હોય. જે દેશમાં રૂ પાકતું નથી અને જ્યાં કાપડનો સ્વદેશી ઉદ્યોગ નથી (દાખલા તરીકે આફ્રિકા) ત્યાં પરદેશી કાપડ મોકલી આપવું એમાં કશું ખોટું નથી.

પ્ર.—રેશમ પ્રાચીન કાળથી ચીન વગેરે બહારના દેશોમાંથી આપણે ત્યાં આવતું, છતાં પરદેશી રેશમનું કાપડ વેચવામાં વાંધો ખરો. ?

ઉઃ—જે વસ્તુ આપણે ત્યાં સહેલાઈથી થઈ શકે છે એને આપણે પરદેશથી ન મગાવીએ. આજે પણ કેટલાય ભાગોમાં આપણે ત્યાં રેશમનો ઉદ્યોગ જીવતો છે. એ અજ્ઞાન માણસોના હાથમાં ગયેલો છે અને અવ્યવસ્થિત છે, પણ આપણે ધ્યાન આપીએ તો જરૂરજોગું રેશમ હિંદુસ્તાનમાં સહેલાઈથી ઉત્પન્ન કરી શકાય એમ છે.

## નિબંધો

ખેડૂતોની દેવાદાર સ્થિતિ, તેનાં કારણો, દેવાદાર સ્થિતિનો ઉકેલ કેવી રીતે આણવો, શાહુકારોનું સ્થાન, સહકારી મંડળીઓનું કામ તથા તેની અસર.

**( લે. નાગેન્દ્ર દેસાઈ, વડોદરા )**

કોઈપણ ઉદ્યોગમાં રોકવા જોઈએ તેટલાં નાણાં ઉદ્યોગ કરનાર પાસે ન હોય તેમાં કાંઈ નવીનતા નથી. જે જે દેશમાં નજર કરીશું ત્યાં હુન્નરઉદ્યોગ કરનારને પ્રમાણમાં થોડું અથવા વધારે દેવું તો હોય છે જ. એટલે ખેતી કરનાર ખેડૂત દેવાદાર જણાય તો કાંઈ નવીન ન કહેવાય. પણ હિંદમાં ખેડૂતનું દેવું અતિ ઘણું છે. બીજા દેશોની સરખામણીમાં તે ઘણું જ મોટું છે. જો આ દેવાનો બોજો ખેડૂત ઉપર ચાલુ રહે તો હિંદની ખેતીનું ભવિષ્ય ખરાબ જ રહેવાનું. હિંદના ખેડૂતનું કરજ કેટલું છે તે આપણે હવે જોઈ જઈએ.

૧૮૭૫ માં મહારાષ્ટ્રમાં થયેલાં રમખાણુંની તપાસ સમિતિએ જાહેર કર્યું છે કે અહમદનગર જિલ્લાના ખેડૂતોનો ૧/૩ ભાગ દેવાદાર હતો. તેમનું દેવું મહેસૂલ કરતાં ૧૮ ઘણું હતું. દેવાનો ૨/૩ ભાગ

જમીનગીરો ખત ઉપર હતો અને ખાતેદારદીઠ સરેરાશ દેવું રૂ. ૩૭૧ હતું.

૧૮૮૦ ની દુકાળ સમિતિએ એવું તારણ કાઢ્યું હતું કે હિંદના ખાતેદારોનો ૧/૩ ભાગ દેવાના ઊંડા ખાડામાં હતો અને બીજો ૧/૩ ભાગ થોડા અથવા વધારે પ્રમાણમાં દેવાદાર હતો. પણ આ પ્રકારના દેવાદારની સ્થિતિ સુધરે તેવી હતી.

૧૯૦૧ ની દુકાળ સમિતિએ એવું અનુમાન બાંધ્યું હતું કે મુંબઈ ઇલાકાના ખેડૂતોમાંથી ૧/૪ ભાગે પોતાની જમીન દેવામાં ખોઈ હતી, ૧૧/૨૦ ભાગ થોડા અથવા વધારે પ્રમાણમાં દેવાદાર હતો અને ફક્ત ૧/૫ ભાગ દેવામાંથી મુક્ત હતો.

હવે આપણે ઇલાકાવાર આંકડા લઈએ. સને ૧૮૯૫ માં સર ફ્રેડરીક નિકલસને મદ્રાસ ઇલાકાના ખેડૂતના દેવાનો અડસટ્ટો રૂ. ૪૫] કરોડની આસપાસનો કાઢ્યો હતો. મિ૰ ડારલિંગે ૧૯૨૪ ની સાલમાં પંજાબનું દેવું રૂ ૯૦ કરોડ રૂપિયાનું હશે એવો અડસટ્ટો કાઢ્યો હતો. પંજાબનું દેવું આ હિસાબે જમીનમહેસુલ કરતાં ૧૯ ગણું થયું.

અખિલ હિંદના દેવાનો આંકડો રૂ. ૩૦૦] કરોડ હશે એમ સર એડવર્ડ મેકલેગને ૧૯૧૧ ની સાલમાં અડસટ્ટો કાઢ્યો હતો. મિ૰ ડારલિંગે પંજાબના હિસાબે અખિલ હિંદના જમીનમહેસૂલને ૧૯ ના ગુણથી ગુણી વધારે પડતા આંકડાઓ બદલના રૂ. ૭૫] કરોડ બાદ કરી કુલ દેવાનો અડસટ્ટો રૂ. ૬૦૦] કરોડનો કાઢ્યો હતો. આ આંકડો ૧૯૨૪ની સાલનો છે. અત્યારનો આંકડો અલબત્ત વધ્યો હશે.

હવે ગામવાર અને ખાતેદારવાર આંકડા લઈએ.

૧૯૧૩ ની તપાસ પ્રમાણે વડોદરા રાજ્યના ખાતાદીઠ રૂ. ૪૫૦] નું સરેરાશ દેવું અડસટવામાં આવ્યું હતું, ૧૯૧૭ માં ડૉ. હેરોલ્ડ એચ. માનની તપાસ પ્રમાણે પીંપલા સોદાગર નામના પુના જિલ્લાના એક ગામના દેવાદાર કુટુંબદીઠ સરેરાશ દેવું રૂ. ૨૫૫] હતું. પાંચ માણસના એક ખેડૂત કુટુંબનું સરેરાશ ખર્ચ રૂ. ૨૧૭–૧૨–૦ હતું. આખા ગામની આવક કરતાં ખર્ચ રૂ. ૨૫૦૯૩–૨૨૪૫૯=રૂ. ૩૪૩૪

વધારે હતું. આ વધારાનું એક કારણ વ્યાજનો ભારે દર હતો.

હવે આટલું બધું દેવું કેવી રીતે થયું તે જોઈએ. મિ૰ ડારલિંગ પોતાના પંજાબના ખેડૂતની આબાદી અને કરજ નામની ચોપડીમાં કહે છે કે પંજાબના રૂ. ૯૦ કરોડના દેવાનો પાંચ ટકા બલ્કે તેથી પણ ઓછો ભાગ પંજાબની જમીન સુધારવાના કામમાં વપરાયેલો હતો, બાકીનો બધો જ ભાગ એટલે ૯૫ ટકા કરતાં વધારે ભાગ જેમાંથી કાંઈ બદલો ન મળે તેવી રીતે વાપરવામાં આવ્યો હતો.

દેવું કેટલું છે અને તે કેવા પ્રકારનું છે તેનો વિચાર કર્યા પછી દેવું કેમ થયું તેનો વિચાર કરીએ. હિંદનાં ગામડાંઓમાં હિંદની વસ્તીના ૭૦ ટકા રહે છે. ગામડાંના ગૃહઉદ્યોગ મરી ગયા છે અથવા મરી રહ્યા છે તે તો જે કોઈ ગામડાંમાં કામ કરી રહ્યા છે તેને બરાબર ખબર છે. આ કારણે જ હિંદની ૭૦ ટકા વસ્તીનું ગુજરાન ખેતી ઉપર છે એમ કહીએ તો ચાલે. આ સંજોગોમાં નીચેનાં પરિણામ આવ્યાં છે એમ આપણે કહી શકીયે:—

૧. જમીન ઉપર વસ્તીના મોટા ભાગના ગુજરાનનો આધાર હોવાથી જમીનની સાંથ વધી ગઈ છે.

૨. બાપ ગુજરી જાય ત્યારે છોકરાઓ તેની જમીનના સરખા હિસ્સા કરીને વહેંચી લે છે. આ વહેંચણીમાં મૂળના છૂટાછવાયા ટૂકડાઓના પણ ટૂકડા કરી નાખવામાં આવે છે. દરેક ભાઈને એકજોડ બળદ અને હળ-લાકડાંની જરૂર પડે છે અને છૂટકછૂટક જમીનના ખેડાણ પાછળ વખતનો દુર્વ્યય થાય છે. પહેલાં એક જોડ બળદથી ચાલતું હવે બે અથવા બેથી પણ વધારે જોડની જરૂર પડે છે એટલે કુલ ખર્ચ વધે છે, વખત નકામો જાય છે અને અંતે ઉપજ ઘટે છે.

ખેડૂત ખેતીનો સમય બાદ કરતાં લગભગ ચારથી ૭ માસ બેરોજગાર રહે છે. બળદનું ખર્ચ ચડે છે. કમાઈ હોતી નથી કારણ ગૃહઉદ્યોગ મરી ગયા છે અથવા મરી રહ્યા છે. ખાવા તો જોઈએ જ. એટલે કેટલાક ભાઈઓ ઘરબાર મૂકી શહેરમાં આવે છે અને ઘણીવાર ખેડૂત મટી મજૂર કે નોકર બને છે. પણ મોટો

ભાગ બાપદાદાના નામની ખાતર મીઠું અને રોટલો ખાઈ ઘેર બેસી રહે છે.

પહેલાં ખેડૂત કાંઈ કામ ન હોય તો પોતાને જોઈતી રાશ, અછોડા, દોરડાં અને કૂવાની વરત બનાવવા મંડી પડતો. હવે ધીમે ધીમે તે પણ બંધ થતું જાય છે. આમ થવાનું કારણ એ છે કે મિલમાં બનેલો માલ જેમકે સૂતરની દોરીઓ અને કાથીનાં દોરડાં બહુ જ સસ્તાં મળે છે. હવે શહેરમાં કોઈ ગરીબ ખેડૂત દોરડાં વેચવા આવેલો જવલ્લે જ નજરે પડે છે. ભીંડીનાં દોરડાં બનાવવાનો ધંધો ધમધોકાર ચાલતો તેને બદલે હવે ખેડૂત ભીંડી સીધી જ બજારમાં વેચવા લાવે છે. પહેલાં ખેડૂત નવરાશના વખતમાં ખાટલાનાં વાણ ભરવા જતો તેને દિવસના આઠ બાર આના ને કોઈવાર રૂપિયો પણ રોજ મળતો. પોતાને જરૂરની ચીજો પાછળ કમાઈમાંથી થોડું ખરચીને તે સાંજે ઘેર પહોંચી જતો. હવે વાણવાળા ખાટલા જ દેખાતા નથી. ઘરમાં જગ્યા હોય તો ખાટલો રાખે ને? બે ઓરડી-વાળા ઘરમાં ખાટલો ક્યાં મૂકે? પાટી વણવાનો ધંધો પહેલાં રાવળિયા કોમ કરતી. જેલના કેદીઓની પાટીની હરીફાઈમાં આ ધંધો ટકી ન શક્યો એમ છેક તો ન કહેવાય પણ બીજાં એવાં જ કારણોને લઈને આ ધંધો પણ પડી ભાગ્યો છે.

ખેડૂતને બિમારી અને મેલેરિયા જેવા રોગોએ હેરાન કરી મૂક્યો છે. તેથી જ તે સખત મજૂરી કરી શક્તો નથી અને પ્રમાણમાં તેનું ઉત્પન્ન ઓછું થયું છે.

ખાતરની કિંમત વધી ગઈ છે; ખાતર ઉથામવાની અને પાથરવાની તેમ જ ખેતર સુધી લઈ જવાની કિંમત વધી ગઈ છે. દરરોજ ઉકરડા સુધી લઈ જઈને સંઘરવાની મહેનત ઘણી પડે છે. આને લીધે ખાતર ઓછું વપરાય છે.

વરાપ જતી હોય, બળદ બીજા ખેતરમાં કામે લગાડ્યા હોય તે વખતે પહેલાં ખેડૂત પોતાને હાથે જ 'સમાર' ફેરવી નાંખતો. હવે તેટલી તાકાતવાળા ખેડૂતો ઓછા છે. નીંદવામાં પણ પહેલાં જેટલું કામ હવે નથી થતું. આ બધાં કારણોને લઈને ખેડૂતને મજૂરી-

ખર્ચ ઓછો પડે છે. ખર્ચ કરવાના પૈસા પાસે હોતા નથી એટલે ખેડુત કરજ કરે છે.

દર પાંચ વર્ષમાં એક વર્ષ પાક માટે સારું, એક નઠારું, અને ત્રણ વર્ષ ઠીકઠીક નીવડે છે. મિ૰ ડારલિંગના મત પ્રમાણે ફક્ત સારા વર્ષમાં જ ખેડુતને દેવું નથી કરવું પડતું. બીજાં વરસોમાં દેવું કરીને જ તે પોતાનું ગુજરાન ચલાવે છે.

રોગ અને ઘાસની તંગીને લીધે ઢોર મરી જાય તે નવાં ખરીદ્યે જ છૂટકો. બળદ અને ભેંસ વગર તો ચાલે જ નહિ. ઉત્તર-હિંદમાં બળદ અને ગાય વિના કિસાનને ન જ ચાલે. રોગચાળાને લીધે ઘણીવાર ઢોર મરતાં નથી પણ નબળાં તો થાય છે જ. ગાયોને ભેંસો દૂધ ઓછું દે છે. ઓલાદ સારી થતી નથી. બળદ નબળા હોવાથી વધારે કામ નથી કરી શકતા. અને સખત મહેનતના કામમાં તૂટી પડે છે. ઢોર ઉછેરનું ખર્ચ વધે છે અને તેની કિંમત ઓછી ઊપજે છે એટલે આ નફો પણ ઓછો થઈ ગયો છે. મરેલાં ઢોરની જગ્યાએ નવાં ખરીદતાં પૈસા જોઈએ તે કરજે લાવવાં પડે છે. ગ્રામ્ય સહકારી મંડળીઓના પૈસા ઢોર ખરીદી પાછળ જ રોકાઈ જાય છે.

વસ્તીના ૭૦ ટકા એટલે એક ઘણો જ મોટો ભાગ ખેતી ઉપર સીધી અથવા આડકતરી રીતે ગુજરાન ચલાવે છે. આથી જમીન માટે હરીફાઈ ઘણી વધી ગઈ છે. જમીન રાખવાનો મોહ વધ્યો છે અને જમીન રાખી આબરૂદાર ગણાવામાં કેટલીકવાર લોકો દેવું પણ કરી બેસે છે. અદાલતબાજી પણ દેવાનું એક કારણ છે. બાપના ગુજરી જવા પછી ભાઈઓ જમીનની વહેંચણી વખતે લડી પડે છે અને કોરટે જાય છે અને પાડોશીઓ વાડ બાબતની તકરારમાં મારામારી ઉપર આવી દિવાની કે ફોજદારી કચેરીએ ચડે છે અને હેરાન થઈ, પાસેના પૈસા ખોઈ નાંખી દેવાદાર થઈ જાય છે.

એ તો ચોક્કસ છે કે પહેલાં કરતાં હાલ જમીનના કેસો વધી ગયા છે. પંચોના અમલમાં જે તકરાર ઘર મેળે પતી જતી તે હવે પૈસા ખરચીને અને હેરાન થઈને પણ પક્ષકારો નથી પતાવી શકતા.

વર્ષો સુધી એક જ કેસ ચાલ્યાં કરે છે. વકીલો તો કમાય છે જ પણ ગરીબ બિચારો ખેડૂત ખેડૂત મટી મજૂરની દશા નજીક પહોંચી જાય છે.

ખેડૂત કાંઈક અવિચારી બન્યો છે. તેનો ખર્ચ લખલૂટ થયો છે. જ્યાં તે પહેલાં રૂા. ૫૦૦) ખરચતો ત્યાં હવે રૂ. ૨૦૦૦) ખરચી કહાડે છે. દેખાદેખી અને હુંસાતુંસી બહુ વધી ગઈ છે.

રૂઢિનો ગુલામ બની મરણ પાછળ બારમાને દિવસે રૂ. ૧૦૦) થી રૂ. ૧૦૦૦ સુધી તે ખરચી નાંખે છે જ્યારે છોકરાંને ભણાવવા માસિક રૂ. ૨ આપવા પડે ત્યારે તેને કેળવણીનું ખર્ચ ભારે લાગે છે. અને કન્યા-કેળવણીના કામમાં બે આના માસિક ભરવા તે તૈયાર નથી હોતો. પણ પોતાની છોકરીના લગ્ન પ્રસંગે તે જરૂર રૂ. ૧૦૦૦) થા રૂ. ૫૦૦૦) સુધી ખરચી નાંખે છે.

કોઈ ભાઈ કે બહેન એમ કહેશે કે આખી જીંદગીમાં દીકરા દીકરી પરણાવવાના પ્રસંગ થોડા જ આવે છે. ખેડૂતે પોતાના મોભા પ્રમાણે ખરચ કર્યું હોય તેમાં આવી ટીકા શા માટે? ઘણા ભાઈ જાત-અનુભવથી કહી શકશે કે ખેડૂત પોતાની સ્થિતિ કરતાં ઘણું જ વધારે ખર્ચી રહ્યો છે. અને આથી જ તે ઘણીવાર પોતાની વહાલી જમીન દેવામાં ખોઈ બેસે છે. જે ભાઈ એકવાર ખેડૂત હતો તે જ આવા ઉડાઉ ખર્ચ પછી ગણોતિયો બની જાય છે.

બાપીકું દેવું—મરતી વખતે બાપ પોતાનું દેવું છોકરા-ઓને વારસામાં આપતો જાય છે. ઘણીવાર આ દેવાનું કુલ વ્યાજ મુદ્દલ કરતાં બે થી ચાર ગણું અપાઈ પણ ગયું હોય છે.

દેશમાં શાંતિને લીધે જમીનની કિંમત વધી ગઈ છે. એટલે નાંણાં ધીરનાર નચિંતે ખેડૂતને પૈસા ધીરે છે. વળી કોરટોની અત્યારની વલણને લીધે શાહુકારને પૈસા વસૂલ કરવા પહેલાં કરતાં સહેલ થઈ ગયું છે. જમીનના ઉત્પન્નની કિંમત પણ વધી ગઈ છે. એટલે પહેલાં કરતાં હવે ખેડૂત જમીન ઉપર વધારે પૈસા લઈ શકે છે. એક વર્ષ સારા ભાવ ઉપજે તેથી ખેડૂત જરા વધારેપડતા સારા ભાવની આશા રાખીને ખર્ચ કરે જાય છે અને પૈસા ઉપાડે

જાય છે. પણ સારા ભાવ જવલ્લે જ–બહુ તો પાંચ વર્ષે એકવાર મળે છે. એટલે ખેડૂત પોતાનું દેવું વાળી શકતો નથી અને ઘણીવાર વ્યાજ પણ આપી શકતો નથી. વ્યાજનું વ્યાજ બીજે વર્ષે ઊભું થાય છે. આમ કરજ વધે છે. વળી લડાઈ ને લીધે જે ભાવ એકદમ વધી ગયેલા તેને સ્થિર થતાં બહુ વાર લાગી છે. આ પણ દેવાનું એક કારણ છે.

ગ્રામ્ય પંચને અભાવે શાહુકાર મનગમતા વ્યાજના દર લઇ શકે છે. જ્યારે પંચોનો અમલ હતો ત્યારે શાહુકાર ઉપર તેઓ પોતાનો દાબ રાખી શકતાં અને વ્યાજનો દર મર્યાદામાં રહેતો. હવે તે દાબ નથી. વળી સરકારી કોરટો ખેડૂતને વ્યાજના દરમાં હુકમનામું કરતી વખતે જોઈતી રાહત આપતી નથી. સરકારે વધારેમાં વધારે ૧૨ ટકા દર મંજૂર કર્યો છે. બ્રિટિશ અમલ પહેલાં વ્યાજના દરની હદ હતી. અનાજમાં બેવડ કરવાનો રિવાજ હતો. તેથી વધારે કોઈ લઈ શક્તો જ નહિ. પંચ તરત જ વચ્ચે આવતું. વળી શાહુકાર અને ખેડૂત–દેણદારનો સંબંધ **શેઠ અને ઘરાકનો** એટલે કાંઈક ભાઈચારાનો હતો તે મટી અત્યારે તે **લેણદાર–દેણદારનો** બની ગયો છે. પહેલાંના જેવી રહેમદિલી હવે રહી નથી. પૂર્વના ગુણ જતા રહ્યા છે જ્યારે પશ્ચિમના દોષો ઘૂસી ગયા છે.

સૌથી વધારે દુઃખની વાત તો એ છે કે પંચોના વખતમાં દેવાપેટે જમીન આપવાનો રિવાજ જે અપવાદ જેવો ગણાતો તે હવે નિયમ તરીકે દૃઢ થઈ ગયો છે. ખેડૂત પૈસા આપવામાં ઢીલ કરે કે તરત જ કોર્ટના હુકમનામાની રૂએ જમીન હરાજ કરી નાંખવામાં આવે છે. ખેડૂતને પૂરતો સમય મળતો નથી. આવાં કારણોને લીધે ગરીબ ખેડૂત શાહુકારના ગુલામ જેવો થઈ ગયો છે.

જમીનમહેસૂલની પદ્ધતિ અને કરજ: રમેશચંદ્ર દત્તે આ બાબત પોતાના લેખોદ્વારા લોકો સમક્ષ સરસ રીતે ઉઘાડી પાડી હતી. ખેડૂતોના કરજનું મૂળ કારણ સરકારની ભારે મહેસૂલ અને તે લેવાની આકરી રીત છે એમ ત્યારથી સમજુ વર્ગને લાગવા માંડયું.

બારડોલીની ૧૯૨૮ની જમીનમહેસૂલની લડાઈ વખતે સૌએ

જોઈ લીધું છે કે સરકારનું મહેસૂલ ભારે છે અને લેવાની રીત આકરી છે. માતર તાલુકાના અને ધોળકા ધંધુકાના ૧૯૨૭ થી ૧૯૩૦ સુધીના અનુભવથી એ માન્યતાને બે વધુ દાખલાનો ટેકો મળ્યો છે.

છતાં અત્યારે કરજના બોજામાં જમીનમહેસૂલ નાનો ભાગ ભજવે છે.

દેવાનો ઉકેલ કેમ આણવો?

દેવું ન થાય તે સંબંધી ઉપાયોમાં કેળવણી અગત્યનો ભાગ ભજવે છે. સૌ કબૂલ કરે છે કે બ્રિટિશ અમલના ૧૫૦ વર્ષમાં હિંદમાં કેળવણી પામેલી જનતા ૭ ટકા છે. એટલે કેળવણીમાં કાંઈ જ નથી થયું એમ ન કહેતાં નજીવું જ થયું છે એમ કહીશું તો ચાલશે.

કેળવણીથી દેવું ન થાય એ નવી વાત લાગશે. પણ આપણી અત્યારની લડાઈમાં આપણે જોયું છે કે કેળવણીથી જનતામાં બહુ જ જાગૃતી આવે છે. ક્યારે અને કેવી રીતે સરકારની વલણ સામે થવું તે જનતા કેળવણીથી જ શીખી છે અને કોંગ્રેસની આ બાબતની છેલ્લાં દસ વર્ષની ચળવળ ગુજરાતમાં ફળી છે એમ કહ્યા સિવાય કોઈને પણ ચાલે તેમ નથી.

પોસ્ટ ઑફિસની સેવિંગ્સ બેન્કનો ઉપયોગ કેળવણીથી જ વધ્યો છે અને વધે છે.

દિવાની કાયદામાં ફેરફાર કરવાની જરૂર:

હજી હમણાંજ આપણે જોયું છે કે અમલદારો કુવાના પંપ અને એવી જ બીજી જલદી હાથે ફેરવી શકાય તેવી મશીનરી ઉપાડી ગયા, અરે ખાવાનાં વાસણ ચૂલા ઉપરથી ઊંચકાયાં છે તો બીજી ચીજોની તો શી વાત? આ બધું ફેરવી નાંખવાનું રહ્યું છે.

જમીનવેચાણનો પ્રતિબંધ કરનારા કાયદા દેવાદાર સ્થિતિના ઉપાય તરીકે સૂચવવામાં આવે છે. પણ તે બરાબર નથી. પંજાબમાં જમીનદાર ન હોય તેને જમીન ન વેચી શકાય તેવો કાયદો ૧૯૦૧ માં થયેલ છે. આ કાયદો નવા માણસોને ખેતીના કામમાં પડતા અટકાવે છે, વળી, ખેડૂતને પૈસા મેળવવામાં અડચણ ઊભી કરે છે. તેને વધારે વ્યાજ આપવું પડે છે. વળી જમીન

ધારણ કરનાર શાહુકાર નામનો નવો વર્ગ ઊભો કરે છે. આ કાયદો ખેડૂતને રાહત આપવામાં નિષ્ફળ નીવડ્યો છે.

ખેડૂતને કરજે નાણાં મળે તે બાબત વ્યવસ્થા:—

પૈસા મળવાનાં સાધનો:—૧. તગાવી ૨, સહકારી મંડળી; ૩, શાહુકાર.

આજ સુધીમાં તગાવીએ બહુ જ નજીવો ભાગ ભજવ્યો છે. તેનું કારણ સરકાર જોઈએ તેટલા પૈસા ખેડૂતને આપી ન શકે એ છે. સરકારના અમલદારો તગાવી આપવામાં બહુ ચોકસાઈ કરવા જાય છે તેથી બહુ ઢીલ થાય છે. કેટલીક વાર તો ચારથી ૭ માસ નીકળી જાય છે. ખેડૂતને આવી ઢીલ પરવડતી નથી. વળી કચેરીએ ઘડીઘડી બોલાવી તેને હાલાકી પહોંચાડવામાં આવે છે. વ્યાજનો દર ઠીક હોય છે પણ તગાવીના પૈસા લેતી વખતે ખેડૂતને અમુક ટકા નીચેના વર્ગના અમલદારો તથા કારકુન, તલાટી વિગેરે વ્યક્તિ-ઓને આપવામાં ખર્ચવા પડે છે. તગાવીની મુદત પૂરી થયે અમલદારો સખ્તાઈથી પૈસા વસૂલ લે છે. તેઓ જો ઢીલ મૂકે છે તો કલેક્ટર તેમને 'ઢીલા' ગણે છે. ખેડૂતને આ વખતે ઘણું નુકસાન થાય છે. કેટલીકવાર તો આવી સખ્તાઈને લીધે ઘણા ખેડૂતો તગાવી લેતા જ નથી. ૧૯૨૭ ના મારા જાતઅનુભવથી હું આ કહું છું. વડોદરા શહેરમાં પડેલાં મકાનોને સમાં કરાવવા અપાતી લોન પણ ઘણાયે આ જ કારણે ન લીધી. આ વ્યક્તિઓમાં એક સુશિક્ષિત માસ્તર પણ હતા. ઘણીવાર ખેડૂતને શાહુકાર પાસેથી પૈસા લાવીને સરકારને પાછા ભરી દેવા પડે છે. આમ તગાવીથી ધારેલું શ્રેય થતું નથી.

સહકારી મંડળી: ખેડૂતોને પૈસાની જરૂર હોય છે. હવે તે જરૂરિયાત જો ઓછે વ્યાજે અને સગવડ ભરી રીતે મળે તો સારું. ધીરનાર અને કરજ કરનાર નજીકનજીકમાં રહેનારા હોવા જોઈએ. તથા ધીરેલાં નાણાં પાછાં મળે તેની ધીરનારને ખાત્રી હોવી જોઈએ. જો સહકારી મંડળી આ બન્ને જરૂરિયાતો પૂરી પાડે તો તે ઘણી ઉપયોગી થઈ પડે. ખેડૂતને એકદમ મોટી રકમની જરૂર નથી હોતી. તે તો કટકે

કટકે રૂપિયા ઉપાડે છે અને તેવી જ રીતે ગમે ત્યારે પાછા આપવાનું પસંદ કરે છે. આથી જ તેને સહકારી મંડળી અથવા શાહુકાર પાસેથી નાણાં ઉપાડવાનું ગમે છે.

આપણા ખેડૂત ભાઈઓ નાના પાયા ઉપર ખેતી કરનારા હોવાથી આપણને સહકારી મંડળીઓ ખાસ ઉપયોગી છે. આપણી જ્ઞાતિઓનું બંધારણ સહકારના સિદ્ધાંત ઉપર જ થયેલું છે. તેવી જ રીતે મજિયારાં કુટુમ્બો સહકારથી જ હજી પણ ટકી રહ્યાં છે. સહકારનો સિદ્ધાંત આખા અર્થશાસ્ત્રના સિદ્ધાંત જેટલો જ સર્વવ્યાપી છે. સહકાર સિવાય કાંઈપણ કામ કરવું મુશ્કેલ છે.

ખેતીને માટે નીચેના પ્રકારની મંડળીઓ ખાસ ઉપયોગી છેઃ—

(૧) ધીરધાર કરનાર મંડળીઓ.

(૨) ઉદ્યોગોને લગતી મંડળીઓ.

(૩) બીજ ખરીદી કરનાર મંડળીઓ.

(૪) ખેતીનું ઉત્પન્ન વેચનાર મંડળીઓ. જેઓ ખેડૂતને કપાસ, અનાજ, તમ્બાકુ વિગેરે વેચવાના કામમાં મદદ કરે. આ મંડળીઓ મોટા વેપારીઓ સાથે સીધાજ કબાલા કરે અને એ રીતે આડતિયાઓનાં કમિશનનો મોટો બોજો ઓછો કરે.

(૫) ઢોરના વીમા ઉતારનાર મંડળીઓ જેઓ સહકારથી રોગચાળાના વખતમાં ઉત્તમ પ્રકારની સલાહ આપે અને ઢોર મરી જાય ત્યારે પૈસા ધીરી નવાં ખરીદવામાં મદદ કરે.

સહકારી મંડળીથી શું સાધી શકાય તે હવે જોઈએ.

અમલદારો કહે છે કે ઓછામાં ઓછા ખેડૂતના એક કરોડ રૂપિયા અત્યાર સુધી સહકારી મંડળીઓએ બચાવ્યા છે. વધારે કામ જેમ પ્રગતિ થશે તેમ થશે.

મંડળીઓએ ખેડૂતને બેન્ક શું કામની છે તે બતાવ્યું છે. ખેડૂત ધીરેધીરે પૈસા બેન્કમાં મૂકતાં શીખ્યા છે. સહકારનો સિદ્ધાંત કેમ અમલમાં મૂકવો તે મંડળીઓએ દેખાડી આપ્યું છે.

### જમીન ગીરો રાખનારી બેન્કોઃ

સહકારી મંડળી લાંબી મુદત માટે પૈસા ધીરી શકે નહિ

જમીનસુધારા માટે લાંબી મુદતને માટે મૂડી રોકવી પડે છે. આ કામ કરવા માટે આપણે જર્મનીમાં છે તેવી જમીન ગીરો રાખનારી બેન્કો ઉઘાડવી જોઈએ. આ બેન્કોની રોકાયેલી મૂડી ઉપર સરકારે ઓછામાં ઓછું અમુક ટકા વ્યાજ આપવાની બાંહેધરી લેવી જોઈએ. વળી મુદ્દલ નહિ જાય તેવી પણ મંડળીને જામીનગીરી આપવી જોઈએ. આ બેન્કો સહકારના સિદ્ધાંત ઉપર રચાવી જોઈએ.

બેન્કોના 'શેર' નાની રકમના હોવા જોઈએ. બેન્કો ખેડૂતને વીસ વર્ષ માટે વ્યાજબી જણાય તે રકમ ગીરો ખત લખાવી લઈને આપે. આવાં ગીરો ખતનો 'સ્ટોક' થાય તે બેન્કો બીજી બેન્કોને અથવા ખુલ્લા બજારમાં વેચે અને એ રીતે પોતાને માટે હાથ ઉપર મૂડી રાખે.

આ બેન્કો જમીનના **કાયમી** સુધારા માટે જ પૈસા ધીરે.

શાહુકારનું સ્થાનઃ

હવે આપણે શાહુકારનું ગ્રામરચનામાં સ્થાન તપાસીએ.

અત્યારે ખેડૂતને ધીરેલાં નાણાંમાંથી ૭૦ ટકા શાહુકારે ધીરેલાં છે, ૨૦ ટકાને આશરે સહકારી મંડળીનો ફાળો છે અને બાકીના ૧૦ ટકામાં સરકારનો હિસ્સો છે. એટલે જ્યાંસુધી બીજી વ્યવસ્થા થઈ રહે નહિ ત્યાંસુધી આપણે શાહુકારને ખેડૂતથી દૂર કરવાની કલ્પના કરીએ તો તે કદાચ કલ્પના જ રહે. શાહુકાર સિવાય કોઈ અત્યારે ખેડૂતને તેને જરૂર પડે ત્યારે નાણાં ધીરે તેમ નથી. વળી ઘણીવાર તેને નબળા વર્ષમાં હપ્તો કે કાંધું મોકૂફ રાખી આપનાર પણ નથી. સરકાર માબાપ ખેડૂત મહેસૂલ મોકૂફ રાખવાની અરજ કરે છે ત્યારે દાંતિયાં કરે છે. અત્યારની સહકારી મંડળીઓ પાસે ખેડૂતની જરૂર પૂરી પાડવા પૂરતા પૈસા નથી. એટલે શાહુકાર અત્યારે તો ખેડૂતની એક અગત્યની જરૂરિયાત પૂરી પાડે છે. ખેડુતની આબરૂ અને ધંધાનો આધાર શાહુકાર ઉપર છે. એટલે અત્યારે આપણું કામ શાહુકારને સુધારવાનું છે.

જ્યાં જ્યાં શાહુકાર ગેરવાજબી વ્યાજ લેતો હોય યાતો ખેડૂતને બીજી રીતે કનડગત કરતો હોય ત્યાં આપણે પ્રચાર કરવો

જરૂરી છે. દરેક માણસ પોતા વિષે બીજા સારું બોલે એમ હંમેશ ઇચ્છતો હોય છે. આબરૂની ખાતર માણસ શું નથી કરતો ? માટે કડક શાહુકારને નરમ કરવા સંગઠન અને પ્રચારની અસર બહુ સારી નીવડશે. માણસ હમેશાં થોડેઘણે અંશે 'શરમ' ને વશ થાય છે જ. માટે જે કામ કાયદો નથી બજાવી શક્યો તે કામ આપણે પંચોનું સંગઠન, સહકારના સિદ્ધાંતનો પ્રચાર, કેળવણી, અને ભાવનાની ખીલવણીથી કરવાનું છે. મારા નમ્ર મત પ્રમાણે માત્ર આ દિશામાં જ માર્ગ ખુલ્લો છે.*

આ લેખ લખવામાં નીચે જણાવેલાં ભાષણો તથા પુસ્તકોનો આધાર લીધો છેઃ


૧. ડૉ. જ્યોતીન્દ્ર મહેતા એમ એ. (ઑક્સફર્ડ) પી. એચ. ડી.
૨. પ્રો. જથાર અને બેરીનું ઇન્ડિયન ઇકૉનૉમિક્સ પૃ. ૧
૩. ડૉ. હેરોલ્ડ એચ. મૅન–' એ ડેકન વિલેજ,' પીપલા સોદાગર તા. હવેલી, જિલ્લા પુના.

# ગ્રામસેવામાં શાહુકારોનું સ્થાન

(લેઃ શ્રી. રણછોડભાઈ પટેલ)

શાહુકાર પ્રામાણિક અને સત્યનિષ્ઠ હોય તો ગ્રામસેવામાં ઘણો અગત્યનો ભાગ ભજવી શકે. હાલ જે રીતે અને જે દૃષ્ટિએ તેઓ નાણાંની ધીરધાર કરે છે એ બરાબર નથી. તેમાં નથી હિત એમનું કે નથી ખેડૂતનું. ખેડૂતોને અનેક યુક્તિ પ્રયુક્તિઓથી પોતાની જાળમાં સપડાવી તેનું અને તેના કુટુંબનું છેવટનું રક્તબિંદુ પણ વ્યાજરૂપી યંત્રથી ચૂસ્ત લેવું અને તેને સાવ ખોખું બનાવી ફેંકી દેવો એ જાતની ભાવના શાહુકારોમાં અત્યારે લગભગ સર્વમાન્ય છે એમ કહી શકાય.

દેવાના બોજાથી હતાશ થવાથી કેટલીકવાર ખેડૂત 'શું આપવું છે ને શું લેવું છે?' એવી ભાવનાવાળો બને છે પણ તે ગણ્યા ગાંઠ્યા દાખલામાંજ. છતાં ખેડૂત અને શાહુકાર વચ્ચે જે મૈત્રી અને મીઠાશ જરૂરી છે તે અવિશુદ્ધ જળવાય તો એવી દુષ્ટ ભાવના ખેડૂતના હૃદયમાં કદી ઉત્પન્ન ન થાય. શાહુકારે પોતાની રીતમાં કેવા ફેરફારો કરવાની જરૂર છે તે નીચે આલેખું છું.'

શાહુકાર પોતાના વેપારમાં તેમજ ખેડૂતો પ્રત્યેની અને અન્ય ધીરધારમાં પ્રામાણિક અને સત્યનિષ્ઠ બને એ અતિ આવશ્યક છે. ખેડૂતો એ પોતાના ભાઈઓ છે અને તેમનાથી જ પોતાની અને જગતની આબાદી છે એમ એણે ચોક્કસપણે માનતા થઈજવું જોઇએ.

યોગ્યાયોગ્યતાનો જે વિચાર ખેડૂતને કેટલીકવાર નથી હોતો તે શાહુકાર અવશ્ય કરે અને ત્યારપછીજ નાણાં ધીરવાની પદ્ધતિ અખત્યાર કરે. પોતાનું ગુજરાન ચાલે, ખેડૂતને અસહ્ય ન થઈ પડે અને પ્રભુ નિરંતર પોતા પર રાજી રહે તેટલોજ વ્યાજનો દર પ્રત્યેક શાહુકારે નિયત કરવો જોઇએ.

ખેડૂત જ્યારે વ્યાજે નાણાં લેવા આવે ત્યારે તે કયા કામ માટે નાણાં લઈ જાય છે શાહુકારે પૂછપરછ કરીને જાણી લેવું જોઈએ. જો તે નાણાંનો ઉપાડ કરી ખેતીના આવશ્યક કાર્યમાં વાપરવાનો હોય તો નાણાં જરૂર આપવાં અને તે કરકસરથી વાપરવાની શિખામણ આપવી. પણ જો લગ્નમરણના અથવા અન્ય કોઈ અનાવશ્યક ખર્ચમાં તે નાણાંનો ઉપયોગ કરવાનો હોય તો એને નાણાં ધીરવાની ના પાડી ખાડામાં પડતાં બચાવી લેવાની પ્રત્યેક શાહુકારની પવિત્ર ફરજ છે,

નાણાં ન આપવાં છતાં ખેડૂતનું મન દુભાવા ન દેવામાં વિવેક અને વિનયની ઘણી આવશ્યકતા હોય છે. ખોટા ખર્ચ માટે નાણાં લેવા આવનાર ખેડૂતનો નાણાં ન આપીને તિરસ્કાર ન કરવો પણ પોતે તે શા માટે નથી આપતો તેનું ખરું રહસ્ય સમજાવવું અને એવી જાતનાં ખોટાં ખર્ચોથી જ ખેડૂતો કેવી રીતે પાયમાલ થયા તે અનેક ઉદાહરણો આપી સિદ્ધ કરી બતાવવું.

શાહુકાર પોતાના દેવાદાર ખેડૂતો સાથે મિત્રતાનો મીઠો સંબંધ રાખે એ પણ અતિ આવશ્યક છે. અને અવારનવાર તે ખેડૂતને ઘેર જઇ ખેડૂતના ઘરમાં અથવા ખેતીના કાર્યમાં રહેલી ઊણપો શોધી કાઢી તે તથા કરવા જોઈતા સુધારાઓ પણ સૂચવે અને ખેતીની આબાદી વધારવામાં નાણાં ધીરી મદદગાર થઈ પડે. તો જ એ સાચો શાહુકાર છે એમ કહી શકાય. શાહુકારોનું આ પરિવર્તન

થતાં ઘણો કાળ વહી જશે પરંતુ એ થયે જ આરો છે એ નિઃસંશય છે.

## સહકારી મંડળીઓની ઉપયોગિતા.

જો કે શાહુકારોનું ઉપર્યુક્ત પરિવર્તન થઈ શકે તો સર્વોત્તમ થયું એમ ગણાય, છતાં સહકારી મંડળીઓ પણ એક રીતે જોતાં અત્યંત આવશ્યક છે. પણ જો તે સેવાભાવી અને સત્યનિષ્ઠ કામદારોથી યોજાયેલી હોય તો જ. સેવાભાવી કામદારો આજીવિકા પૂરતું લઈને અને નિષ્પક્ષ રહીને સહકારી મંડળીમાં કામ કરે તો એથી ખેડૂતને અનહદ લાભ થાય એ ચોખ્ખું છે.

# પરચુરણ નોંધ

[ લે. હરિવલ્લભ ચુનીલાલ શાહ, પેટલાદ ]

## ખેડુતોની દેવાદાર સ્થિતિ, તેનાં કારણો

લગ્ન મરણ ઇત્યાદિ પ્રસંગે ચાલતા આવેલા વહીવટ પ્રમાણે થતાં ખર્ચો; ખેતીમાં આખું વર્ષ કામ મળે નહિ, મદદગાર ધંધો જડે નહિ, તેથી આવક કરતાં ખર્ચ વધારે થાય તે.

હાલના દેવાના ઉકેલ માટે કોઈ એક ચોક્કસ ઉપાય જડતો નથી. દેવું વધતું ન જાય માટે તો ઉપર જે કારણો દેવાનાં બતાવ્યાં છે તે દૂર કરવાં તે.

## શાહુકારોનું સ્થાન, સહકારી મંડળીઓનું કામ તથા તેની અસર

ખેતીને કામે નાણાંની અગાઉથી જરૂર પડવાની, એટલે ધીરનારની જરૂર રહેવાની. સહકારી મંડળીઓ બધે પહોંચી નથી વળતી, તેમજ સહકારી મંડળીઓનો વહીવટ બહુ થોડી જગાએ સંતોષકારક હોય છે. માટે આ બંને સંસ્થાઓ ચાલતી રહે, અને બંનેનાં અનિષ્ટ

પરિણામથી હાનિ અટકાવવા ગ્રામસ્વયંસેવક આ કામમાં રસ લેતા રહી, લોકોનાં હિત સાચવે. આથી થોડી મહેનતે, વગર મૂડીએ, વગર જોખમે ધારેલો હેતુ બર આવશે.

ગ્રામસ્વયંસેવક શાહુકારના ચોપડા જુએ, લોકોએ ખાતાં પાડી આપેલાં હોય તે જુવે, પહોંચો મેળવી જુએ, સહકારી મંડળીના લાભ ગેરલાભ સમજાવે, કચેરીમાં દાવાના પ્રસંગે શુદ્ધ દાનતના જવાબ ઘડી આપે. ઓછે વ્યાજે નાણાં ધીરનાર હોય છે તેમનો અને નાણાં વ્યાજે લેનારનો સંયોગ સાધી આપે. સહકારી મંડળી હોય તો તેના મંત્રી કામ સેવાર્થે કરે. હિસાબનીશ કે પ્રચારકનું પઠાણી વ્યાજમાંથી અગર ખોટા હિસાબથી રક્ષણ આપે. આમ વગરભંડોળે ખેડૂતને રાહત આપી શકે અને તેમ છતાં કામનો બોજો તેના પ્રમાણમાં બહુ ન રહે. પતાવટમાં પંચ રહી શકે, જમીન ખોળી આપી નાણાં મેળવવા સગવડ કરી આપે.

જૂનું દેવું પતાવવા માટે કોઈ ફંડમાંથી તો નાણાં ન જ ધીરવાં. તે પાછાં વળતાં મુશ્કેલીઓ નડે છે. સ્વયંસેવકો તો વખતોવખત બદલાવાના, અગર કોઈ વખત ન મળે, અગર બીજા કામે રોકાય, કોઈ વખત અનુભવ વગરના હોય. માટે સાર્વજનિક ફંડમાંથી તો નાંણાં ન જ ધીરવાં.

દેવાદારનું દેવું ડૂબ્યા ઉપર બે વાંસ જેટલું હોય છે, ત્યારે લેણદાર પણ છુટછાટ અને હપ્તાથી નાણાં લેવા કબૂલ કરે છે. દેવાની હકીકત ખરી મળે તો લેણદાર દેવાદારને સ્વયંસેવક જોડી આપે, વ્યાજનો દર હલકો કરી આપે, કે બંધ કરી આપે, હપ્તા કરી આપે, અને હપ્તાની રકમ ભરવા માટે કમાણી અને બચતના ઉપાય સૂચવે. આમ ઘણું થઈ શકે.

**ખાદી પ્રવૃત્તિ:**

ખાદી પ્રવૃત્તિમાં કપાસ લોઢવાનું, પીંજવાનું, કાંતવાનું, અને વણવાનું એટલું હોય છે. તેમાંથી સામાન્ય ખેડૂત જો કંઈ કરતો હોય તો કાંતવાનું કરે છે. કમાણીની દૃષ્ટિએ કાંતવામાં બહુ જ થોડી પ્રાપ્તિ થાય છે; એટલે કાંતણનું કામ બીજાને દાખલો બેસાડવા ખાતર

યજ્ઞાર્થે કાંતનાર કરે, અગર ઓઝલવાળી સ્ત્રીઓ કરે, અગર બીજું કંઈ કામ ન મળે તે કરે, અને હાલ તેમજ થાય છે. ખેડૂતના કુટુંબમાં રેંટિયો મોટે ભાગે પેઠો નથી, કારણ તેમાં એને પરવડતું દેખાતું નથી. રેંટિયાની સાથે ઉપરાંત કપાસ લોઢવાનું કરે તો ક્ષેત્ર બહોળું છે અને પ્રાપ્તિ વધારે છે. કાઠિયાવાડમાં મોરબી આજુબાજુ, વાગડ કપાસનાં કાલાં ફોલાય છે તેમાં ફોલવાનું કામ મળે છે; તે ઉપરાંત, કપાસ લોઢવાનું કામ પણ ખેડૂતો કરે છે. આ કામમાં ત્રણેક માસ સારી કમાણીનો ઉદ્યોગ ચાલે છે. કપાસ લોઢાવવાના કામનો ખેડૂતોમાં સારી રીતે પ્રચાર કરી શકાય. ખેડા જિલ્લા ખાદીકાર્યાલય પેટલાદ મુકામ વાળાની ધ્યાનમાં આ વાત આવી છે; અને આ સાલ થોડી થોડી શરૂઆત પણ થઈ છે. તેને ટેકો આપવાથી એક ગૃહઉદ્યોગ જાગશે.

ખેતીના નિષ્ણાતો મારફત નકકી કરાય કે વાગડ કપાસ બધી જગાએ ઊગે કે કેમ? જો ઊગે તો તેનાં કાલાં ફોલવામાં, અને લોઢવામાં મજૂરી મળે. વાગડનાં કાલાં સંઘરી રાખી બીજે વર્ષ પણ ફોલાય છે, લોઢાય છે. વાગડ રૂ રંગ પલટાયા વગર ઘણાં વર્ષો સુધી સારૂં રહી શકે છે, આવું બીજું રૂ રહી શકતું નથી.

ખાદી સિવાયના ગૃહઉદ્યોગોનો વિચાર પણ કરવો જોઇએ. જ્યાંસુધી દેશમાં બેકારી હોય ત્યાંસુધી સાંચાકામનો ઉપયોગ કમીમાં કમી થાય; જ્યાં કામ કરનાર માણસોની તંગી હોય ત્યાંજ સાંચાથી કામ લેવાય આ સમજણ સાચી હોય તો દળવાના, ખાંડવાના, અને સીવવાના સંચાનો ઉપયોગ જેમ બને તેમ કમી થવો જોઈએ. જેમ ખાદી ફેશન અગર ધર્મ અગર દેશદાઝ ખાતર પહેરવામાં આવે છે, તેમ હાથે દળેલું અનાજ, હાથે ખાંડેલા ચોખા, હાથે સીવેલાં કપડાં, બળદની ખેતીએ પકવેલું અનાજ, આગગાડીએ નહિ આવેલું અનાજ એમ દેશદાઝથી લોકો વાપર કરતા થાય, તો ખેડૂતોને ઉદ્યોગ વધુ મળે.

કપાસ જ્યાં પાકે છે ત્યાં કપાસ લોઢવાનો ઉદ્યોગ જેમ મળે, તેમ ડાંગર ખૂબ પાકતી હોય ત્યાંથી હાથે ખાંડેલા ચોખા નિકાસ

થાય, દળવાના સાંચા ઉપર અને ખાંડવાના હાલર ઉપર ચોકી કરી લોકોને પાછા વાળવામાં આવે, હાથે સીવેલા કપડાંને ફેશન અને ધર્મ માનવામાં આવે, તો ગૃહઉદ્યોગ વધી શકે. મલમલનાં પહેરણને હાથે ઓટાવવામાં, અને કોટ, હાફ કોટની કેટલાક ભાગની સીલાઈ હાથની કરાવવામાં વધારે પૈસા આપવામાં આવે છે, એ વસ્તુ-સ્થિતિ ઉપલી હકીકતને ટેકો આપે છે.

ઢોર વધારે પળાય તે માટે જોઈતો બોધ, સગવડ અને મદદ અપાય તો તે પણ મદદગાર ઉદ્યોગ થઇ શકે.

## આપણી ખેતીની અત્યારની સ્થિતિ; ખેતીનું ઉત્પન્ન વધારવા માટેના ઉપાયોઃ

ખેડૂતવર્ગમાં જ્યાં સાચી સમજ છે, ત્યાં તો ઉત્પન્ન વધારી શકાય છે. રણોલીના બોરની કલમ કરનાર વૃદ્ધે પોતાની કમાણી અનેક ગણી વધારી છે. એટલે આ સાચી સમજ શી રીતે ફેલાવવી તેનો વિચાર કરવાનો છે.

સરકાર તરફથી 'મોડેલ ફાર્મ' કાઢે છે પણ તેમાં અમલદાર-શાહી ચાલે છે. એ સંસ્થાઓ ખર્ચાળ હોય છે. આવાં ફાર્મો સેવા-ભાવથી કામ કરનારની મારફત નીકળે તો કામ સારું થાય. ગામે ગામ ફાર્મો હોય. ન તેમાં અમલદારના બંગલાની જરૂર કે ન વસતિગૃહની જરૂર. આપણા સ્વયંસેવકોમાંથી જેમને એ જાતનો રસ હોય તે ખેતરનો કકડો કોઈ ગૃહસ્થ તરફથી વગર દાણે મેળવી શકે. ગ્રામશાળાઓ ઉપર કાબુ હોય તો વિદ્યાર્થીઓને ખેતી શીખવાય અને તેમની પાસેથી કામ લેવાય. એમ ઓછે ખર્ચે કેટલાક અખતરા થઈ શકે.

ચોમાસા પછી પણ ખેતી ચાલુ રાખવાને માટે બનતા પ્રયત્નો થાય.

વાડા ઉપર શું શું સહેલાઈથી થઈ શકે તેનો વિચાર થાય. વાડા ઉપર પેટલાદ તરફ પહેલાં પુષ્કળ સીતાફળીનાં ઝાડો હતાં પણ બહારના લોકો સીતાફળ તોડી જાય એટલે માલિકનું ઉત્પન્ન ઘટે તેથી માલિકે સીતાફળી ઉછેરવી બંધ કરી. પણ એક વાત સમજાય કે

સીતાફળી હતી તો કંઈક મળતું હતું, નથી તો કંઈ મળતું નથી, તો કામ ચાલે. ચોમાસામાં વાડે કડવી ઘીલોડી પુષ્કળ થાય છે. તેને મીઠી કરી શકાય આમ અનેક રીતે ખેતીનું ઉત્પન્ન વધારી શકાય.

ગોરક્ષા:

ભેંસ કરતાં ગાય તોફાની હોય છે, તેથી છૂટી થતાં ખેતી બગાડે છે. વળી ગાયને માર મરાય નહિ, એ કારણે પણ ગાયો કમી રાખવામાં આવે છે. તેમ ઊંચ વર્ગના હિંદુમાં ગાય વેચાતી નથી, અને વાછડા ખસી થતા નથી તેથી પણ ગાયો કમી રખાય છે. છતાં આ બંને કારણો અતિ ગૌણ છે.

ખરી વાત તો એ છે કે ગાય વર્ષમાં ૬–૭ માસ જ દૂધ આપે છે ત્યારે ભેંસ ૯–૧૦ માસ આપે છે. ગાયની કિંમત કમી, ખોરાકનો જથો કમી, તે હિસાબે દૂધ તે આપે છે. આ દૂધ વેચાય ત્યાં તો ગાયો રાખવી પરવડે, પણ જ્યાં દૂધનું ઘી કરવામાં આવે છે ત્યાં ભેંસના દૂધની સરખામણી કરતાં ગાયના દૂધમાંથી લગભગ $\frac{1}{3}$ કે $\frac{1}{4}$ જેટલું જ ઘી નીકળે છે. એટલે ઘી કરનારને ગાય રાખવામાં એટલી બધી ખોટ જાય છે, કે તે કારણે ગાય રાખી શકાતી નથી. તેથી ગાયના દૂધનું ઘી વધે તેવી ઓલાદ અને તેવા ખોરાક માટે વ્યવસ્થા થવી જોઈએ. ખેડૂતને બળદની જરૂર છે, એટલે ગાય રાખી બળદ કરવા એ જ ઉત્તમ માર્ગ છે.

હાલના ગોચરોમાં ચોમાસામાં ઘાસ નહિ જેવું ઊગે છે. માત્ર પગ છૂટો થાય, અને છૂટામાં મચ્છર ન પજવે તે કારણેજ ઘેણને ચોમાસામાં છોડે છે.

ગોચરોની વાડો કરી તેના પાંચ સાત ભાગ પાડે, એક બે ભાગમાં આંબા ઉછેર્યા હોય અને તેના ઉત્પન્નમાંથી બીજા ભાગોમાં રજકો ઘાસ ઉગાડયું હોય, એકેક ભાગ એકેક માસ ખુલ્લો રાખે, આંબા મોટા થાય ત્યારે ચોમાસામાં, શિયાળામાં ઢોરો તે તળે બેસી શકે, આવું કંઈક થઈ શકે.

કેટલીક ભેંસો ઘીઆળ, અને કેટલીક દૂધાળ હોય છે. ખોરાક ઉપરથી પણ દૂધ અગર ઘી વધારી શકાય. વલોવવામાં મહેનત

પડે છે માટે દૂધ વેચવાનું લોકો પસંદ કરે છે. આ બધું ખરું હોવા છતાં દૂધના વેચાણમાંથી જે ઉત્પન્ન આવે છે તે કરતાં ઘીના વેચાણમાંથી ઉત્પન્ન કમી આવે છે એટલે ગણત્રી વાળા લોકો વલોવવાને બદલે દૂધ જ વેચે છે. કાઠિયાવાડમાં એક જગાએ મારા જોવામાં આવ્યું કે છાશના બદલામાં છાશવાળીના ઘરનું પાણી ભરાતું. ત્યાં રોજ વલોવવાનો વહીવટ છે એટલે છાશને બદલે રોજ અમુક બેડાં પાણી ભરી આપે, કોઈ અમુક શેર દળણું કરી આપે. આ તો કરારની રૂએ. બાકી કુશકી, છોડાં, ઓસામણ, એઠું ઢોરવાળાને ઘેર આપે અને તે બદલે છાશ મળે એ વિવેક ગણાતો. આ પ્રમાણે વ્યક્તિઓ મદદ કરે એટલે વલોણું પોસાય. વળી ઘી કરે એવાને ઢોર લાવવા ઓછે વ્યાજે કે વગરવ્યાજે રકમ આપવા સાર્વજનિક ફંડો મદદ કરે તો ડેરીઓમાં દૂધ ન જાય.

## જમીન મહેસૂલ નીતિઃ

બાગાયત જમીન, અને કુવેતર જમીન ઉપર આકાર વધારે હોય છે. ઉત્પન્નની દૃષ્ટિએ આ ન્યાય હોય, પણ ચોમાસા ઉપરાંતનો ખેતીમાંથી પાક લે, એટલે ચોમાસાના પાણીથી શિયાળુ પાક લે, અગર કુવેથી પાણી ફેરવી અનાજ, ઘાસ પકવે તેમને ઉત્તેજન મળે તે માટે લોકોને તે તરફ વાળવા કંઈક આકાર કમી થવાની, અગર કંઈક પારિતોષિકનો વિચાર થવા જરૂર છે.

મહેસૂલમાં રકમ રોકડ લેવાય છે તેને બદલે ભાગવટી પદ્ધતિ દાખલ કરવામાં ન્યાય છે. પણ બહોળા પ્રદેશવાળી રાજ્યવ્યવસ્થામાં તે શકય નથી. મહેસૂલની જે રકમ નક્કી થઈ હોય તે અમુક પાકના અમુક ભાવના ધોરણે નક્કી થાય ને તે વર્ષે તે તે પાકોના ભાવો નક્કી કરી મહેસૂલમાં તે ધોરણે ટકા ચડાવાય ઉતારાય એમ બને, પણ આમાંએ ગૂંચવણ ઊભી થવાની.

## ગામડાંનો શહેરો સાથે સંબંધઃ

ગામડાં ખેતીપ્રધાન હોય છે એટલે ચોમાસા પછી ગામડાંમાં ધંધો બહુ કમી હોય છે. કસ્બાનાં ગામો અને તેથી મોટાં ગામોમાં ઘર બાંધવાના કામે અગર ઉદ્યોગના કામે નજીકના લોકોને કંઈ રોજી

મળે છે. પણ નાના ગામોમાં આઠ માસ ધંધો કમી હોય છે, અને ખાસ કરી 'આવી હોળી અને પરવાર્યા કોળી;' એટલે હોળી પછી તો ખેતીમાંથી કંઈ પણ ઉપજ આવતી નથી. એવે પ્રસંગે ગામડામાં કોઈ પણ ઉદ્યોગ લઈ જવો જ જોઇએ.

## ગામને સ્વયંસંપૂર્ણ બનાવવાનો વિચાર અને તેની યોજનાઃ

ગામડાંને સ્વયંસંપૂર્ણ બનાવવા માટે જૂના વખતમાં બહારથી લોકોને વસાવવામાં આવતા હતા, તે વસવાયાં કહેવાયાં હશે. શબ્દના એ રૂઢ અર્થમાં ગામડાંનો મોદી, શાહુકાર, એ પણ સુતાર, લુહાર, વણકર, દરજી, ધોબી માફક વસવાયા ગણાય. ખેડૂત પોતાની મજુરીથી અનાજ પકવે, અને વસવાયાં ખેતી કરવામાં મદદ કરે તેને બદલે તેમને અનાજ મળે. આમ કરતાં કરતાં વેઠ પેઠી. વસવાયામાંથી વેઠની ભાવના કાઢી નાખવામાં આવે તો ગામો ઘણે અંશે સ્વયંસંપૂર્ણ થાય. બંને પક્ષે હૃદયપલટો થાય તો આ બનવું સહજ છે.